# અગ્રવચન.

બહુ ચિરંતન કાલથી સાહિત્યરસિકોએ વિવિધ અનવધિ શાસ્ત્ર રત્નાકરના તલસ્પર્શી બનીને તેમાંથી યથારૂચિ વસ્તુ ( તત્ત્વ ) મેળવીને યથા શક્તિ યથામતિ પ્રતિપાદન કરવા પ્રયત્ન કરેલ છે. જેમ સમુદ્ર, અમૂલ્યરત્ન, મૌક્તિક અને શંખલા વગેરે વસ્તુઓનો વિશાલ ભંડાર છે. તેમ શાસ્ત્રાર્ણવ પણ આર્થિક માનસિક નૈતિક ઐતિહાસિક ધાર્મિક અને અધ્યાત્મિક વિષયોનો અખૂટ ખજાનો છે.

અહિં અન્યાન્ય સાહિત્ય વિષયક ઉહાપોહ ન કરતાં કેવલ જૈન સાહિત્ય વિષયક કંઇક લખવા પ્રયત્ન કરવામાં આવે છે. જૈન સાહિત્ય પ્રાકૃત-સંસ્કૃત ભાષામાં વિભક્ત કરવામાં-રચવામાં આવેલ છે. જૈનનાં મૌલિક સિદ્ધાંતો પ્રાકૃત ભાષામાં લખાયેલા છે; અને ટીકા વગેરે ગ્રંથો સંસ્કૃત-પ્રાકૃત ભાષામાં રચાયેલા છે.

જૈન સાહિત્ય રસિકોએ વિવિધ વિષય ( વ્યવહારિક પારમાર્થિક વગેરે ) નો સ્વરૂપ વિશદ દૃષ્ટિપૂર્વક પ્રતિપાદન કરેલ છે. તથાપિ પ્રાધાન્યતઃ કર્મયોગ, જ્ઞાનયોગ અને ભક્તિયોગ તરફ જૈન કોવિદોનો વિશેષ વલણ થવા પામેલ છે.

યદ્યપિ ઉપર્યુક્ત યોગ-ત્રિપુટી અન્યોન્ય સાપેક્ષ છે. જૈન દૃષ્ટિ એ એકજ વસ્તુ ( વિષય ) પ્રત્યે નિર્ભર થવાથી-એકાંત પક્ષનો સ્વીકાર કરવાથી-અનેકાંત દૃષ્ટિ યાને સ્યાદ્વાદ મુદ્રાનો ભંગ થવા પામે છે.

જેમ જ્ઞાનયોગ, કર્મયોગ અને ભક્તિયોગને પ્રકાશ આપી શકે છે. તેમજ કર્મયોગ અને ભક્તિયોગથી જ્ઞાનયોગની શુદ્ધતા-સફલતા થવા પામે છે. ઉપર્યુક્ત ત્રિવિધ યોગ ત્રિવિધ તાપના સંતાપનો નાશ કરનાર છે; અને અનેકધા ઉપાધિમાંથી નિરૂપાધિકતા પ્રાપ્ત કરાવે છે.

એ ત્રિવિધ યોગના સ્વરૂપનું સ્પષ્ટીકરણ કરવા માટે પૂર્વતમ મહર્ષિઓએ પ્રાકૃત અને સંસ્કૃત ભાષામાં અનેક શાસ્ત્રો રચેલ છે. પરંતુ આશ્ચર્ય તો એ છે કે એવા ગહન વિષયને કેટલાએક અર્વાચીન જૈન શાસ્ત્રવિશારદ મુનિઓએ ગુર્જર ભાષામાં સુગમ કરી વિવિધ પદબંધ રચના કરેલ છે-ને પણ જુદા જુદા રાગોમાં રચેલ છે. સંગીતના મધુર આલ્હાદ સાથે સામાન્ય જન સમાજને આત્મપ્રેમઃ સાધવાની સમગ્રતા ધામ-પ્રભુમય જીવન બનાવી શકાય તેવા શુદ્ધ આદર્શપૂર્વક સ્તવનો રચવામાં આવેલ છે.

પ્રાકૃત સંસ્કૃત વાઙ્મયમાં સ્તુતિ ( સ્તવન ) પદ્ધતિ પ્રાચીન કાળથી સંગ્રહિત થયેલ છે. સંગીતમય સ્તુતિ કરતાં ચિત્તની એકાગ્રતા કોમલતા સાથે ભક્તિરસની જમાવટ થવા પામે છે એ નિર્વિવાદ છે. સંગીતની અસર આબાલગોપાલને જે રીતે થવા પામે છે તેનો અનુભવ સર્વને સુવિદિત છે, એ હકીકત સમજાવવાની વિશેષ અગત્ય નજ હોય અરે ઉલટે ટૈકાપ્યાયનો પણ લય થાય છે. જૈન સાહિત્ય રસિક મુનિઓએ સ્તવનો સજ્ઝાયો ભિન્નભિન્ન ઢાળમાં કિંવા રાગરાગણીઓમાં રચીને અપૂર્વ ફાળો આપેલ છે. તે માટે જૈનેતર સાહિત્ય પ્રેમિઓ-ઉદાર સાક્ષરોએ મુક્ત કંઠે પ્રશંસા કરેલ છે.

અહીં જે જૈન ગુર્જર સાહિત્યનું યત્કિંચીત સંગ્રહ કરવામાં આવેલ છે. ( દેવચંદ્રજી-ચોવીશી વગેરેનો સંગ્રહ ) તેના રચયિતા દ્રવ્યાનુયોગવેત્તા શ્રીમાન્ દેવચંદ્રજી મહારાજ અધ્યાત્મપ્રેમી શ્રીમાન્ આનંદઘનજી મહારાજ ન્યાયવિશારદ ઉપાધ્યાયશ્રી યશોવિજયજી મહારાજ વગેરે મુનિ મહાશયોની કૃતિઓનો સંગ્રહ છે.

એ કૃતિઓમાં જ્ઞાનયોગ કર્મયોગ અને ભક્તિયોગનો બહુજ સ્પષ્ટ વિવેચન કરેલ છે, એ કૃતિઓમાં ક્વચિત જ્ઞાનાદિયોગની મુખ્યતા છે; અને

કર્માદિ યોગની ગૌણુતા પણુ સાથે છે. એ ત્રણે યોગ જેમ શરીરને સાત્વિક અન્ન, જળ અને હવા પોષક છે તેમ અંતરાત્માને એ ત્રણે યોગ પોષક-શ્રેયસ્કર છે.

આ સંગ્રહમાંથી ત્રણે યોગના નમુનાઓ આપી શકાય તેમ છે. પરંતુ તેમ કરવા કરતાં "અગ્ર વચન" નું લંબાણુ થઇ જવાથી વાચકવૃંદને આ "કૃતિઓના સંગ્રહ" ને સાદ્યંત ધ્યાનપૂર્વક વાંચી વિચારી જવાની ખાસ ભલામણુ કરવામાં આવે છે. આ પુસ્તકમાં જે જે કૃતિઓનો સંગ્રહ કરવામાં આવેલ છે તેના રચયિતા મહાપુરૂષોનું ટુંક જીવન ચરિત્ર આપવાની ઇચ્છા હતી, પરંતુ તેઓના જીવન પ્રસંગની સર્વ સામગ્રી પૂરતી રીતે ન મળવાથી તેઓની જીવનચર્યા આપવાનુ કાર્ય પડતું મૂકવું પડયું છે. અસ્તુ !

## ઉપસંહાર.



આ સંગ્રહ કરવાનો પ્રયાસ સફળ થવા માટે એટલુંજ ઇચ્છું છું કે:-જન સમાજ આ પુસ્તકમાંથી યથાશક્તિ-યથારૂચિ ખોરાક મેળવી પોતાના જીવનમાં ઉતારે એજ અંતરની અભિલાષાપૂર્વક વિરમું છું.

સં. ૧૯૮૪ વસંતપંચમી } લેખક સંગ્રહકર્તા,
મુનિ દેવચંદ્રજી. (કચ્છ-મુંદ્રા)

# સમર્પણ.

પરમ કૃપાલુ પૂજ્યપાદ પરમોપકારી શ્રીમાન્ પૂજ્ય-સાહેબ શ્રી વિજયમાલજી સ્વામી !

કૃપાલુ ગુરૂદેવ ! આપનો મારા પ્રત્યે પરમ ઉપકાર છે. પશુના ટાળી માનવતાનું ભાન કરાવી શુદ્ધ સ્યાદ્વાદ શ્રદ્ધાની પ્રાપ્તિ કરાવી સમ્યક્જ્ઞાનાદિની અપૂર્વ પ્રસાદી આપી આપે મને કૃતકૃત્ય કરેલ છે. આપના ઉપકારનો બદલો કોઇ રીતે હું વાળવા સમર્થ નથી. તથાપિ કંઇક અંશે ઋણ મુક્ત થવા માટે આ સંગ્રહાત્મક પુસ્તક આપ શ્રીમાનને સાદર સમર્પણ કરૂં છું તે સ્વીકારી આભારી કરશો.

ભવદીય—મુનિ દેવચંદજી. ( કચ્છ-મુંદ્રા )

કેશવશાહ સ્વયં ધર્મપ્રેમી હોવાથી યથાશક્તિ ધાર્મિક ક્રિયામાં તત્પર રહેતા. પુત્રોની પ્રેરણા વડે કૃષિકર્મની પ્રવૃત્તિથી નિવૃત્ત થવાથી નિરંતર સામાયિક પ્રતિક્રમણ વગેરે ક્રિયા કરતા હતા. કેશવશાહનો ધાર્મિક પ્રેમનો એકજ દાખલો લઇયેઃ—

એક વખત સાયંકાલે પ્રતિક્રમણ કરાવનાર કોઇ શ્રાવક ન હોવાથી (સ્વયં પ્રતિક્રમણ શીખેલ ન હતા) પ્રતિક્રમણ ન થયું, તેથી તેમને ઘણોજ ખેદ થયો એટલું જ નહિં પરંતુ પરતંત્રતાનું ખરૂં ભાન થયું. તેથી દૃઢ સંકલ્પ હૃદયમાં કર્યો કે "મારે પ્રતિક્રમણ શીખવુંજ" તે વખતે તેમની અવસ્થા પ્રાયઃ ૬૮ વર્ષની હતી. તથાપિ તેમણે પ્રતિક્રમણ શીખવાનો આરંભ કર્યો તે પણ એકાદ-બે માસમાંજ પૂરણ કર્યું. ત્યારબાદ હમેશાં સ્વયંપ્રતિક્રમણ કરતા માત્ર મૃત્યુ સમય પહેલાં ૩-૪ દિવસ જ પ્રતિક્રમણ ન કરી શકયા.

છેવટમાં કેશવશાહને ૩-૪ દિવસની સાધારણ માંદગી થઇ, પરંતુ સમાધિ ભાવમાં સં. ૧૯૮૪ ના કાર્તિક સુદી ૪ ને. દિવસે કેશવશાહ સ્વર્ગવાસ પામ્યા. તેમના નિમિત્તે બીજે દિવસે ગામમાં પાખી (અમારી) પળાવવામાં આવી હતી તે પ્રસંગે કોરી ૫૦૦) પાંચસોનો ખર્ચ થયેલ હતો. આવું પવિત્ર જીવન ગાળવા પ્રભુ સર્વને બળ આપો એજ અંતિમ અભિલાષા ૐ શાંતિઃ

લેખકઃ—વિ. મંડલ.



# શુદ્ધિ—પત્રક.

—※(◎)※—

| અશુદ્ધિ | શુદ્ધિ | પત્ર | પંક્તિ |
|---|---|---|---|
| સધે | સધે | ૧૦ | ૨ |
| આત્મા | આત્મ | ૧૨ | ૧૪ |
| ક્ષમ | કાલ | ૧૩ | ૧૦ |
| રેલસી | લસી | ૧૩ | ૨૨ |
| િનત્ય | નિત્ય | ૧૫ | ૭ |
| રમ્યા | રમ્યો | ૨૬ | ૧૯ |
| સંભવ | સંયમ | ૨૮ | ૪ |
| ધર | ઘર | ૨૯ | ૧૫ |
| વ્યદહાર | વ્યવહાર | ૩૦ | ૧૮ |
| વીર્ી | વીર્ય | ૩૨ | ૧૬ |
| પૂર્વ | પૂર્વ | ૩૪ | ૧૮ |
| તથો | તર્થો | ૪૧ | ૧૪ |
| ખ્યાલા | ખ્યાલ | ૪૪ | ૨૧ |
| તેરે | તે | ૫૨ | ૬ |
| િજન | જિન | ૫૨ | ૨૦ |
| આનત્ય | અનિત્ય | ૫૪ | ૬ |
| આવોજી | આવેજી | ૫૯ | ૧૨ |
| સરોવર | સરોવર | ૬૦ | ૨૦ |
| ફુલ | ફુલ | ૬૪ | ૫ |

॥ ૐ અર્હમ્ ॥

શ્રીમાન્ દેવચંદ્રજી મહારાજ વિરચિત-

# ચતુર્વિંશતિ-સ્તવનો.

—:o:—

## (૧) ઋષભજિન સ્તવન.

નિંદડી વેરણ હુઇ રહી—એ દેશી.

ઋષભજિણંદ સું પ્રીતડી, કેમ કીજેહો કહો ચતુર વિચાર,
પ્રભુજી જઇ અલગા વસ્યા, તિહાંકણે નવિહો કોઇ વચન ઉચ્ચાર. ઋ.૧
કાગલ પણ પહોંચે નહિં, નવિ પહોંચેહો તિહાં કો પરધાન;
જે પહોંચે તે તુમ સમો, નવિ ભાંખેહો કોઇનું વ્યવધાન. ઋ. ૨
પ્રીતિ કરે તે રાગિયા, જિનવરજીહો તમે તો વીતરાગ;
પ્રીતડી જેહ અરાગથી, ભેળવવી તે હો લોકોત્તર માગ. ઋ. ૩
પ્રીતિ અનાદિની વિષ ભરી, તે રીતે હો કરવા મુઝ ભાવ;
કરવી નિર્વિષ પ્રીતડી, કિણ ભાતે હો કહો બને બનાવ. ઋ. ૪
પ્રીતિ અનંતી પર થકી, જે તોડેહો તે જોડે એહ;
પરમ પુરૂષથી રાગતા, એકત્વતાહો દાખી ગુણ ગેહ, ઋ. ૫
પ્રભુજીને અવલંબતાં, નિજ પ્રભુતાહો પ્રગટે ગુણરાશ;
દેવચંદ્રજીની સેવના, આપે મુઝકો અવિચલ સુખવાસ. ઋ. ૬



---

# (૨) અજિત જિન સ્તવન.

દેખો ગતિ દૈવનીરે, એદેશી.

જ્ઞાનાદિક ગુણ સંપદારે, તુજ અનંત અપાર;
તે સાંભલતાં ઉપનીરે, રૂચિ તેણે પાર ઉતાર;
અજિત જિન તારજોરે, તારજો દીન દયાલ. અ. ૧
જે જે કારણ જેહનુંરે, સામગ્રી સંયોગ;
મળતાં કારજ નીપજેરે, કરતા તણે પ્રયોગ. અ. ૨
કાર્ય સિદ્ધિ કરતા વસુરે, લહી કારણ સંયોગ;
નિજપદ કારક પ્રભુ મલ્યારે, હોય નિમિત્ત હુર્ષભોગ. અ. ૩
અજકુલગત કેશરી લહેરે, નિજપદ સિંહ નિહાલ;
તિમ પ્રભુ ભકતેં ભવિ લહેરે, આતમ શક્તિ સંભાલ. અ. ૪
કારણ પદ કર્ત્તા પણેરે, કરી આરોપ અભેદ;
નિજપદ અર્થી પ્રભુ થકીરે, કરે અનેક ઉમેદ. અ. ૫
એહવા પરમાતમ પ્રભુરે, પરમાનંદ સ્વરૂપ;
સ્યાદ્વાદ સત્તા રસીરે, અમલ અખંડ અનુપ. અ. ૬
આરોપિત સુખ ભ્રમ ટલ્યોરે, ભાસ્યો અવ્યાબાધ;
સમર્યું અભિલાષીપણુંરે, કર્ત્તા સાધન સાધ્ય. અ. ૭
ગ્રાહકતા સ્વામિત્વતારે, વ્યાપક ભોકતા ભાવ;
કારણતા કારજ દશારે, સકલ ગ્રહ્યું નિજ ભાવ. અ. ૮
શ્રદ્ધા ભાસન રમણતારે, દાનાદિક પરિણામ;
સકલ થયા સત્તા રસીરે, જિનવર દર્શન પામ. અ. ૯
તેણે નિર્યામક માહણોરે, વૈદ્ય ગોપ આધાર;
દેવચંદ્ર સુખ સાગરૂરે, ભાવ ધર્મ દાતાર. અ. ૧૦

---

## (૩) શ્રી સંભવ જિન સ્તવન.

ધણરા ઢોલા, એ દેશી.

શ્રી સંભવ જિનરાજજીરે, તાહરૂં અકલ સ્વરૂપ, જિનવરપૂજો.
સ્વપર પ્રકાશક દિનમણિરે, સમતા રસનો ભૂપ. જિનવરપૂજો
પૂજો પૂજોરે ભવિક જન પૂજો, હાંરે પ્રભુ પૂજ્યા પરમાનંદ. જિ. ૧
અવિસંવાદ નિમિત્ત છોરે, જગત જંતુ સુખકાજ, જિ.
હેતુ સત્ય બહુમાનથીરે, જિન સેવ્યા શિવરાજ. જિ. ૨
ઉપાદાન આતમ સહીરે, પુષ્ટ લંબન દેવ; જિ.
ઉપાદાન કારણપણેરે, પ્રગટ કરે પ્રભુ સેવ. જિ. ૩
કાર્ય ગુણ કારણપણેરે, કારણ કાર્ય અનુપ; જિ.
સકલ સિદ્ધતા તાહરીરે, માહરે સાધન રૂપ. જિ. ૪
એકવાર પ્રભુ વંદનારે, આગમરીતેં થાય; જિ.
કારણ સત્યે કાર્યનીરે, સિદ્ધિ પ્રતીતિ કરાય. જિ. ૫
પ્રભુપણે પ્રભુ ઓલખીરે, અમલ વિમલ ગુણગેહ; જિ.
સાધ્ય દૃષ્ટિ સાધકપણેરે, વંદે ધન્ય નર તેહ. જિ. ૬
જન્મ કૃતારથ તેહનોરે, દિવસ સફલ પણ તાસ; જિ.
જગત શરણ જિન ચરણનેરે, વંદે ધરી ઉલ્લાસ. જિ. ૭
નિજ સત્તા નિજ ભાવથી રે, ગુણ અનંતનું ઠાણ,
દેવચંદ્ર જિનરાજજી રે, શુદ્ધ સિદ્ધ સુખ ખાણ. જિ. ૮

---

## (૪) શ્રી અભિનંદન સ્તવન.

બ્રહ્મચર્ય પદ પૂજીયેં, એ દેશી.

કયું જાણું કયું બની આવશે, અભિનંદન રસ રીત હો મિત્ત;
પુદગલ અનુભવ ત્યાગથી, કરવી જશુ પરતીત હો મિત્ત. કયું. ૧

પરમાતમ પરમેસરૂ, વસ્તુ ગતે તે અલિપ્ત હો મિત્ત;
દ્રવ્યેં દ્રવ્ય મલે નહિ, ભાવે તે અન્ય અવ્યાપ્ત હો મિત્ત ક્યું. ૨

શુદ્ધ સ્વરૂપ સનાતનો, નિર્મલ જે નિસ્સંગ હો મિત્ત;
આત્મ વિભૂતિ પરિણમ્યો, નકરે તે પર સંગહો મિત્ત. ક્યું. ૩

પણ જાણું આગમ બલેં, મિલવું તુમ પ્રભુ સાથ હો મિત્ત;
પ્રભુતો સ્વ સંપત્તિમયી, શુદ્ધ સ્વરૂપનો નાથ હો મિત્ત. ક્યું. ૪

પર પરિણામિકતા અછે, જે તુઝ પુદ્ગલ યોગ હો મિત્ત;
જડ ચલ જગની એઠનો, ન ઘટે તુજને ભોગ હો મિત્ત. ક્યું. ૫

શુદ્ધ નિમિત્તી પ્રભુ ગ્રહો, કરી અશુદ્ધ પર હેય હો મિત્ત;
આત્માલંબી ગુણ લહી, સહુ સાધકનો ધ્યેય હો મિત્ત. ક્યું. ૬

જિમ જિનવર આલંબને, વધે સધે એકતાન હો મિત્ત;
તેમ તેમ આત્માલંબની, ગ્રહે સ્વરૂપ નિદાનહો મિત્ત. ક્યું. ૭

સ્વ સ્વરૂપ એકત્વતા, સાધે પૂર્ણાનંદ હો મિત્ત.;
રમે ભોગવે આતમા, રત્નત્રયી ગુણવૃંદ હો મિત્ત. ક્યું. ૮

અભિનંદન અવલંબને, પરમાનંદ વિલાસ હો મિત્ત;
દેવચંદ્ર પ્રભુ સેવના, કરી અનુભવ અભ્યાસ હો મિત્ત. ક્યું. ૯

---

## (૫) શ્રી સુમતિનાથ સ્તવન.

કડખાની, દેશી.

અહો ! શ્રી સુમતિ જિન ! શુદ્ધતા તાહરી,
સ્વગુણ પર્યાય પરિણામરામી;
નિત્યતા એકતા અસ્તિતા ઇતરયુત,
ભોગ્ય ભોગી થકો પ્રભુ અકામી. અ૦ ૧

ઉપજે વ્યય લહે તહવી તેહવો રહે,
ગુણ પ્રમુખ બહુલતા તહવી પિંડી;

આત્મ ભાવે રહે અપરતા નવિગ્રહે,
લોક પ્રદેશ મિત પણ અખંડી. અ૦ ૨

કાર્ય કારણ પણે [1]પ્રણમે તહવી ધ્રુવ,
કાર્ય ભેદે કરે પણ અભેદી;
કર્તૃતા પરિણમે નવ્યતા નવિરમે,
સકલવેત્તા થકો પણ અવેદી. અ૦ ૩

શુદ્ધતા બુદ્ધતા દેવ પરમાત્મતા,
સહજ નિજ ભાવ ભોગી અજોગી;
સ્વપર ઉપયોગી તાદાત્મ્ય સત્તારસી,
શક્તિ પ્રયુંજતો ન પ્રયોગી. અ૦ ૪

વસ્તુ નિજ પરિણ તે સર્વ પરિણામકી,
એટલે કોઇ પ્રભુતા ન પામે;
કરે જાણે રમે અનુભવે તે પ્રભુ,
તત્ત્વસ્વામિત્વ શુચિતત્ત્વ ધામે. અ૦ ૫

જીવ નવિ પુગ્ગલી નૈવ પુગ્ગલ કદા,
પુગ્ગલાધાર નહીં તાસરંગી;
પરતણો ઇશ નહિં અપર ઐશ્વર્યતા,
વસ્તુ ધર્મે કદા ન પરસંગી. અ૦ ૬

સંગ્રહે નહિં આપે નહિં પર ભણી,
નવીકરે આદરે ન પર રાખે;
શુદ્ધ સ્યાધ્વાદ નિજ ભાવ ભોગી જિકે,
તેહ પર ભાવને કેમ ચાખે. અ૦ ૭

તાહરી શુદ્ધતા ભાસ આશ્ચર્યથી,
ઉપજે રૂચિ તેણે તત્ત્વ ઇહે;

---

[1] પરિણામ પામે.

આત્મસિદ્ધિ કારજ ભણીરે લાલ, સહજ નિર્યામક હેતુરે વા;
નામાદિક જિનરાજનાં રે લાલ, ભવસાગર માંહિ સેતુરે વા. ધ્રુ. ૭

સ્તંભન ઇંદ્રિય યોગનોરે લાલ, રક્તવર્ણ ગુણ રાયરે વા.;
દેવચંદ્ર વૃંદે સ્તવ્યોરે લાલ, આપ અવર્ણ અકાયરે વા. ધ્રુ. ૮

## ( ૭ ) શ્રી સુપાર્શ્વનાથ સ્તવન

તપ સરિખું જગકો નહિ, એદેશી.

શ્રી સુપાસ આનંદ મેં, ગુણ અનંતનો કંદહો જિનજી;
જ્ઞાનાનંદે પૂરણો, પવિત્ર ચારિત્રાનંદહો જિનજી. શ્રી. ૧

સંરક્ષણ વિણનાથ છો, દ્રવ્ય વિના ધનવંત હોજિ.,
કર્ત્તા પદ કિરિયા વિના, સંત અજેય અનંત હોજિ. શ્રી.૨

અગમ અગોચર અમર તું, અન્વય ઋદ્ધિ સમૂહ હોજી.;
વર્ણ ગંધ રસ ફરસ વિણ, નિજ ભોક્તા ગુણવ્યુહ હોજિ. શ્રી. ૩

અક્ષયદાન અચિંતના, લાભ અયત્ને ભોગ હોજી.;
વીર્ય શક્તિ અપ્રયાસતા, શુદ્ધ સ્વગુણ ઉપભોગ હોજિ. શ્રી. ૪

એકાંતિક આત્યંતિકો, સહજ અકૃત સ્વાધિન હોજિ.;
નિરૂપચરિત નિર્દ્વંદ્વસુખ, અન્ય અહેતુક પીન હોજિ. શ્રી. ૫

એક પ્રદેશે તાહરે, અવ્યાબાધ સમાય હોજિ;
તસ્સ પર્યાય અવિભાગતા, સર્વાકાશ ન માય હોજિ. શ્રી. ૬

એમ અનંત ગુણનો ધણી, ગુણ ગુણનો આનંદ હોજિ.;
ભોગ રમણ આસ્વાદયુત, પ્રભુ તું પરમાનંદ હોજિ. શ્રી. ૭

અવ્યાબાધ રૂચિ થઇ, સાધે અવ્યાબાધ હોજિ.;
દેવચંદ્ર પદ તે લહે, પરમાનંદ સમાધ હોજિ. શ્રી. ૮

# ( ૮ ) શ્રી ચંદ્રપ્રભ જિન સ્તવન

આદર જીવ ક્ષમા ગુણુ આદાર, એદેશી.

શ્રી ચંદ્રપ્રભ જિનપદ સેવા, હેવાયે જે હલિયાજી,
આતમ ગુણુ અનુભવથી મલિયા, તે ભવ ભયથી ટલીયાજી. શ્રી. ૧
દ્રવ્ય સેવ [ વા ] વંદન નમનાદિક, અર્ચનવલી ગુણુ ગ્રામોજી;
ભાવ અભેદ થવાની ઇહા, પરભાવે નિઃકામોજી. શ્રી. ૨
ભાવસેવ [ વા ] અપવાદે નૈગમ, પ્રભુગુણુ ને સંકલ્પેંજી;
સંગ્રહ સત્તા તુલ્યારોપે, ભેદાભેદ વિકલ્પેજી. શ્રી. ૩
વ્યવહારે બહુમાન જ્ઞાનનિજ, ચરણે જિનગુણુ રમણાજી;
પ્રભુગુણુ આલંબી પરિણામી ઋજુપદ ધ્યાન સ્મરણાજી. શ્રી. ૪
શબ્દે શુકલ ધ્યાનારોહણુ, સમભિરૂઢ ગુણુ દશમેજી;
બીય શુકલ અવિકલ્પ એકત્વે, એવંભૂત તે અમમેજી. શ્રી. ૫
ઉત્સર્ગે સમક્તિ ગુણુ પ્રગટ્યો, નૈગમ પ્રભુતા અંશેજી;
સંગ્રહ આતમ સત્તાલંબી, મુનિપદ ભાવ પ્રશંસેજી. શ્રી. ૬
ઋજૂ સૂત્રે જે શ્રેણિપદસ્થેં, આતમ શક્તિ પ્રકાશેજી;
યથાખ્યાત પદ શબ્દ સ્વરૂપે, શુદ્ધ ધર્મ ઉલ્લાસેજી. શ્રી. ૭
ભાવસયોગી અયોગી શૈલેશે, અંતિમ દુગનય જાણોજી;
સાધનતાએ નિજ ગુણુ વ્યક્તિ, તેહ સેવના વખાણોજી. શ્રી. ૮
કારણુ ભાવ તેહ અપવાદે, કાર્યરૂપ ઉત્સર્ગેજી;
આત્મભાવ તે ભાવ દ્રવ્યપદ, બાહ્ય પ્રવૃત્તિ નિસર્ગેજી. શ્રી. ૯
કારણુભાવ પરંપર સેવન, પ્રગટે કારજ ભાવોજી;
કારજ સિદ્ધે કારણુતા વ્યય, શુચિ પરિણામિક ભાવોજી. શ્રી. ૧૦
પરમ ગુણી સેવન તન્મયતા, નિશ્ચય ધ્યાને ધ્યાવેજી;
શુદ્ધાતમ અનુભવ આસ્વાદી, દેવચંદ્ર પદ પાવેજી. શ્રી. ૧૧

## (૯) શ્રી સુવિધિજિન સ્તવન

થારા મહોલા ઉપર મેહ ઝરૂખે વીજળી હોલાલ એ દેશી.

દીઠો સુવિધિ જિણંદ, સમાધિરસે ભર્યો હો લાલ સ૦,
ભાસ્યો આત્મસ્વરૂપ અનાદિનો વીસર્યો હો લાલ અ૦;
સકલ વિભાવ ઉપાધિ થકી મન ઓસર્યો હો લાલ થ૦,
સત્તા સાધન માર્ગ ભણી એ સંચર્યો હોલાલ ભ૦ ૧

તુમ પ્રભુ જાણુગ રીતે સર્વ જગ દેખતા હોલાલ સ૦,
નિજ સત્તાએ શુદ્ધ સહુને લેખતા હોલાલ સ૦;
પર પરિણુતિ અદ્વેષ પણે ઉવેખતા હોલાલ પ૦,
ભોગ્યપણે નિજ શક્તિ અનંત ગવેખતા હોલાલ અ૦ ૨

દાનાદિક નિજ ભાવ હતા જે પર વશા હોલાલ હ૦,
તે નિજ સન્મુખ ભાવ ગ્રહી લહી તુઝ દશા હોલાલ ગ્ર૦;
પ્રભુનો અદ્ભૂત યોગ સ્વરૂપ તણી રસા હોલાલ સ્વ૦,
વાંસે ભાસે તાસ જાસ ગુણ તુઝ જિસા હોલાલ જા૦ ૩

મોહાદિકની ઘૂમિ અનાદિની ઉતરે હોલાલ અ૦,
અમલ અખંડ અલિપ્ત સ્વભાવજ સાંભરે હોલાલ સ્વ૦;
તત્ત્વ રમણ શુચિ ધ્યાન ભણીજે આદરે હોલાલ ભ૦,
તે સમતા રસધામ સ્વામી મુદ્રા વરે હોલાલ સ્વા૦ ૪

પ્રભુ છો ત્રિભુવનનાથ દાસ હું તાહરો હોલાલ દા૦,
કરૂણાનિધિ અભિલાષ અછે મુઝ એ ખરો હોલાલ અ૦;
આતમ વસ્તુ સ્વભાવ સદા મુઝ સાંભરો હોલાલ સ૦,
ભાસન વાસન એહ ચરણ ધ્યાને ધરો હોલાલ ચ૦ ૫

પ્રભુ મુદ્રાને યોગ પ્રભુ પ્રભુતા લખે હોલાલ પ્ર૦,
દ્રવ્ય તણે સાધર્મ્ય સ્વસંપત્તિ ઓળખે હોલાલ સ્વ૦;

ઓલખતાં બહુમાન સહિત રૂચિ પણ વધે હોલાલ સ૦,
રૂચિ અનુયાયી વીર્ય ચરણધારા સધે હોલાલ ચ૦ ૬
ક્ષાયોપશમિક ગુણ સર્વ થયા તુઝ ગુણરસી હોલાલ થ૦,
સત્તા સાધન શક્તિ વ્યક્તતા ઉલ્લસી હોલાલ વ્ય;
હવે સંપૂરણ સિદ્ધ તણી શી વાર છે હોલાલ ત૦,
દેવચંદ્ર જિનરાજ જગત આધાર છે હોલાલ જ૦ ૭.

## (૧૦) શ્રી શીતલ જિન સ્તવન.

આદરજીવ ક્ષમાગુણ આદર, એદેશી.

શીતલ જિનપતિ પ્રભુતા પ્રભુની, મુઝથી કહીય ન જાયજી;
અનંતતા નિર્મલતા પૂરણતા, જ્ઞાન વિના ન જણાયજી શી૦ ૧
ચરમ જલધિજલ મિણે અંજલિ, ગતિ જીપે અતિ વાયજી;
સર્વ આકાશ ઓલંઘે ચરણે, પણ પ્રભુતા ન ગણાયજી. શી૦ ૨
સર્વ દ્રવ્ય પ્રદેશ અનંતા, તેહથી ગુણ પર્યાયજી;
તાસ વર્ગથી અનંતગણું પ્રભુ,—કેવલ જ્ઞાન કહાયજી. શી૦ ૩
કેવલ દર્શન એમ અનંતું, ગ્રહે સામાન્ય સ્વભાવજી;
સ્વપર અનંતથી ચરણ અનંતું, સ્મરણ સંવરભાવજી. શી૦ ૪
દ્રવ્ય ક્ષેત્રને કાલ ભાવ ગુણ, રાજનીતિ એ ચારજી;
ત્રાસ વિના જડ ચેતન પ્રભુની, કોઇ ન લોપે કારજી. શી૦ ૫
શુદ્ધાશય સ્થિર પ્રભુ ઉપયોગે, જે સમરે તુઝ નામજી;
અવ્યાબાધ અનંતું પામે, પરમ અમૃત સુખ ધામજી. શી૦ ૬
આણા ઈશ્વરતા નિર્ભયતા, નિર્વાંછકતા રૂપજી;
ભાવ સ્વાધીન તે અવ્યય રીતે એમ અનંતગુણ ભૂપજી. શી૦ ૭
અવ્યાબાધ સુખ નિર્મલ તે તો, કરણ જ્ઞાને ન જણાયજી;
તેહજ એહનો જાણગ ભોક્તા, જે તુમ સમ ગુણરાયજી. શી૦ ૮

એમ અનંતદાનાદિક નિજગુણ, વચનાતીત પંડૂરજી;
વાસન ભાસન ભાવેં દુર્લભ, પ્રાપ્તિ તો અતિ દૂરજી. શી૦ ૯
સકલ પ્રત્યક્ષપણે ત્રિભુવનગુરૂ, જાણુ તુઝ ગુણ ગ્રામજી;
બીજું કાંઈ ન માગું સ્વામી, એહિજ છે મુઝ કામજી. શી૦ ૧૦
એમ અનંત પ્રભુતા સર્દહતાં, અર્ચે જે પ્રભુ રૂપજી;
દેવચંદ્ર પ્રભુતા તે પામે, પરમાનંદ સ્વરૂપજી. શી૦ ૧૧

## (૧૧) શ્રી શ્રેયાંસ જિનસ્તવન.

પ્રાણીવાણી જિનતણી તમે ધારો ચિત્તમુઝાર, એદેશી.

શ્રી શ્રેયાંસ પ્રભુ તણો, અતિ અદ્ભુત સહજાનંદરે;
ગુણ એક વિધ ત્રિક પરિણમ્યો, એમ ગુણ અનંતનો વૃંદરે.
મુનિચંદ જિણંદ અમંદ દિણંદ પરેં નિત્ય દીપતો સુખકંદરે. ૧
નિજ જ્ઞાનેં કરી જ્ઞેયનો, જ્ઞાયક જ્ઞાતાપદ ઇશરે;
દેખે નિજ દર્શને કરી, નિજ દશ્ય સામાન્ય જગીશરે. મુ. ૨
નિજ રમ્યે રમણ કરો, પ્રભુ ચારિત્રે રમતા રામરે;
ભોગ્ય અનંતને ભોગવો, ભોગે તેણે ભોકતા સ્વામરે. મુ. ૩
દેય દાન નિત્ય દીજતે, અતિદાતા પ્રભુ સ્વયમેવરે;
પાત્ર તુમેં નિજ શકિતના, ગ્રાહક વ્યાપકમય દેવરે. મુ. ૪
પરિણામી કારજ તણો, કર્ત્તા ગુણ કરણે નાથરે;
અક્રિય અક્ષય સ્થિતિમયી, નિકલંક અનંતી આથરે. મુ. ૫
પરિણામિક સત્તા તણો, આવિર્ભાવ વિલાસ નિવાસરે;
સહજ અકૃત્રિમ અપરાશ્રયી, નિર્વિકલ્પ ને નિઃપ્રયાસરે. મુ. ૬
પ્રભુ પ્રભુતા સંભારતા, ગાતાં કરતાં ગુણ ગ્રામરે;
સેવક સાધનતા વરે, નિજ સંવર પરિણતિ પામરે. મુ. ૭

પ્રગટ તત્ત્વતા ધ્યાવતા, નિજ તત્ત્વેનો ધ્યાતા થાયરે;
તત્ત્વ રમણ એકાગ્રતા, પૂરણ તત્ત્વે એહ સમાયરે. મુ. ૮
પ્રભુ દીઠે મુઝ સાંભરે, પરમાતમ પૂર્ણાનંદરે;
દેવચંદ્ર જિનરાજના, નિત્ય વંદો પય અરવિંદરે. મુ. ૯

## (૧૨) શ્રીવાસુપૂજ્ય જિન સ્તવન.

પંથડો નિહાળુંરે બીજા જિનતણોરે એદેશી.

પૂજના તો કીજેરે બારમા જિનતણીરે, જસુ પ્રગટ્યો પૂજ્ય સ્વભાવ;
પરકૃત પૂજારે જે ઇચ્છે નહિરે, સાધક કારજ દાવ. પૂ૦ ૧

દ્રવ્યથી પૂજારે કારણ ભાવનુંરે, ભાવ પ્રશસ્તને શુદ્ધ;
પરમ ઇષ્ટ વલ્લભ ત્રિભુવન ધણીરે, વાસુપૂજ્ય સ્વયંબુદ્ધ. પૂ૦ ૨

અતિશય મહિમારે અતિ ઉપકારતારે, નિર્મલ પ્રભુ ગુણ રાગ;
સુરમણિ સુરઘટ સુરતરૂ તુચ્છ તેરે, જિનરાગી મહાભાગ. પૂ૦ ૩

દર્શન જ્ઞાનાદિક ગુણ આત્માનારે પ્રભુ પ્રભુતા લયલીન;
શુદ્ધ સ્વરૂપી રૂપે તન્મયીરે, તસુ આસ્વાદન પીન. પૂ૦ ૪

શુદ્ધતત્ત્વ રસ રંગી ચેતનારે, પામે આત્મ સ્વભાવ;
આત્માલંબી નિજ ગુણ સાધતોરે, પ્રગટે પૂજ્ય સ્વભાવ. પૂ૦ ૫

આપ અકર્તા સેવાથી હુવેરે, સેવક પૂરણ સિદ્ધિ;
નિજધન ન દીયે પણ આશ્રિત લહેરે, અક્ષય અક્ષર ઋદ્ધિ. પૂ૦ ૬

જિનવર પૂજારે તે નિજ પૂજનારે, પ્રગટે અન્વય શક્તિ,
પરમાનંદ વિલાસી અનુભવેરે, દેવચંદ્ર પદ વ્યક્તિ. પૂ૦ ૭

## (૧૩) શ્રી વિમલજિન સ્તવન.

રૂન ગુણગ્ર મીઠ્ઠમાંડ એદેશી.

વિમલજિન વિમલતા તાહરીજી, અવર બીજે ન કહાય;
લઘુ નદી જેમ તેમ લંઘીયેંજી, સ્વયંભૂ રમણ ન તરાય. વિ૦ ૧
સયલ પુઢવી ગિરિ જલ તરૂજી, કોઈ તોલે એક હત્થ;
તેહ પણ તુઝ ગુણગણ ભણીજી, ભાંખવા નહિ સમરથ. વિ૦ ૨
સર્વ પુદ્ગલ નભ ધર્મનાજી, તેમ અધર્મ પ્રદેશ;
તાસ ગુણ ધર્મ પજ્જવ સહુજી, તુજ ગુણ એક તણો લેશ. વિ૦ ૩
એમ નિજ ભાવ અનંતનીજી, અસ્તિતા કેટલી થાય;
નાસ્તિતા સ્વપર પદ અસ્તિતાજી, તુઝ સમ કાળ સમાય. વિ૦ ૪
તાહરા શુદ્ધ સ્વભાવનેજી, આદરે ધરી બહુમાન;
તેહને તેહિજ નિપજેજી, એ કોઇ અદ્ભૂત તાન. વિ૦ ૫
તુમ પ્રભુ તુમ તારક વિભૂજી, તુમ સમો અવર ન કોય;
તુમ દરિસણ થકી હું તર્યોજી, શુદ્ધ આલંબન હોય. વિ૦ ૬
પ્રભુ તણી વિમલતા ઓલખીજી, જે કરે સ્થિર મન સેવ;
દેવચંદ્ર પદ તે લહેજી, વિમલ આનંદ સ્વયમેવ. વિ૦ ૭

---

## (૧૪) શ્રી અનંતજિન સ્તવન.

દીઠી હો પ્રભુ દીઠી જગગુરૂ તુજ, એ દેશી.

મૂરતિ હો પ્રભુ મૂરતિ અનંત જિણંદ,
તાહરી હો પ્રભુ તાહરી મુઝ નયણે વસીજી;
સમતા હો પ્રભુ સમતા રસનો કંદ,
સહજેં હો પ્રભુ! સહજેં અનુભવ રસલસીજી. ૧

ભવદવ હો પ્રભુ! ભવદવ તાપિતજીવ,
તેહને હો પ્રભુ તેહને અમૃત ઘન સમીજી;
મિથ્યા વિષ હો પ્રભુ! મિથ્યા વિષની ખીવ,
હરવા હો પ્રભુ! હરવા જાંગુલિ મન રમીજી. ૨
ભાવ હો પ્રભુ! ભાવ ચિંતામણી એહ,
આતમ હો પ્રભુ! આતમ સંપત્તિ આપવાજી;
એહિજ હો પ્રભુ! એહિજ શિવ સુખ ગેહ,
તત્ત્વ હો પ્રભુ! તત્ત્વાલંબન થાપવાજી. ૩
જાય હો પ્રભુ! જાય આશ્રવ ચાલ,
દીઠે હો પ્રભુ! દીઠે સંવર વધેજી;
રત્ન હો પ્રભુ! રત્નત્રયી ગુણમાલ,
અધ્યાતમ હો પ્રભુ! અધ્યાતમ સાધન સધેજી. ૪
મીઠી હો પ્રભુ! મીઠી સુરત તુઝ,
દીઠી હો પ્રભુ! દીઠી રૂચિ બહુ માનથીજી;
તુઝ ગુણ હો પ્રભુ! તુઝ ગુણ ભાસન યુક્ત,
સેવે હો પ્રભુ! સેવે તસુ ભવ ભય નથીજી. ૫
નામે હો પ્રભુ! નામે અદ્ભૂત રંગ,
ઠવણા હો પ્રભુ! ઠવણા દીઠે ઉલ્લસેજી;
ગુણ આસ્વાદ હો પ્રભુ! ગુણ આસ્વાદ અભંગ,
તન્મય હો પ્રભુ! તન્મયતાયેં જે ધસેજી. ૬
ગુણ અનંત હો પ્રભુ! ગુણ અનંતનો વૃંદ,
નાથ હો પ્રભુ! નાથ અનંતને આદરેજી;
દેવચંદ્ર હો પ્રભુ! દેવચંદ્રને આનંદ,
પરમ હો પ્રભુ! પરમ મહોદય તે વરેજી. ૭

## (१५) श्री धर्मनाथ जिन स्तवन.

सकल संसार अवतार ओ हुं गणुं, ओ देशी.

धर्म जगनाथनो धर्म शुचि गाइये,
आपणो आतमा तेहवो भावियें;
जाति जसु एकता तेह पलटे नहि,
शुद्ध गुण पज्जवा वस्तु सत्ताभयी. १

नित्य निरवयव वली एक अक्रियपणे,
सर्वगत तेह सामान्य भावे भणे;
तेहथी ईतर सावयव विशेषता,
व्यक्ति भेदे पडे जेहनी भेदता. २

एकता पिंडने नित्य अविनाशता,
अस्ति निज ऋद्धिथी कार्यगत भेदता;
भावश्रुत गम्य अभिलाप्य अनंतता,
भव्यपर्यायनी जे परावर्तिता. ३

क्षेत्रगुण भाव अविभाग अनेकता,
नाश उत्पाद अनित्य पर नास्तिता;
क्षेत्र व्याप्यत्व अभेद अवक्तव्यता,
वस्तु ते रूपथी नियत अभव्यता. ४

धर्म प्राग्भावता सकलगुण शुद्धता,
भोग्यता कर्तृता रमण परिणामता;
शुद्ध स्वप्रदेशता तत्त्व चैतन्यता,
व्याप्य व्यापक तथा ग्राह्य ग्राहकता. ५

संग परिहारथी स्वामि! निज पद लह्युं,
शुद्ध आत्मिक आनंदपद संग्रह्युं;

જહવી પરભાવથી હું ભવોદધિ વસ્યો,
પરતણો સંગ સંસારતાયે ગ્રસ્યો. ૬

તહવી સત્તા ગુણે જીવ એ નિર્મલો,
અન્ય સંશ્લેષ જિમ સ્ફટિક નવિ સામલો;
જે પરોપાધિથી દુષ્ટ પરિણતિ ગ્રહી,
ભાવ તાદાત્મ્યમાં માહરૂં તે નહી. ૭

તેણે પરમાત્મ પ્રભુ ભક્તિ રંગી થઇ,
શુદ્ધ કારણ રસે તત્વ પરિણતિ મયી;
આત્મ ગ્રાહક થયે તજે પર ગ્રહણતા,
તત્વભોગી થયે ટલે પર ભોગ્યતા. ૮

શુદ્ધ નિઃપ્રયાસ નિજ ભાવ ભોગી યદા,
આત્મ ક્ષેત્રે નહિ અન્ય રક્ષણ તદા;
એક અસહાય નિસ્સંગ નિર્દ્વંદ્વતા,
શક્તિ ઉત્સર્ગની હોય સહુ વ્યક્તતા. ૯

તેણે મુઝ આતમા તુઝ થકી નીપજે,
માહરી સંપદા સકલ મુઝ સંપજે;
તેણે મન મંદિરે ધર્મ પ્રભુ ધ્યાઇયે,
પરમ દેવચંદ્ર નિજ સિદ્ધિ સુખ પાઇયે. ૧૦

---

## ( ૧૬ ) શ્રી શાંતિનાથ જિન સ્તવન.

આજ ગઈ'તી હું સમવસરણમાં, એ દેશી.

જગત દિવાકર જગત કૃપાનિધિ, વ્હાલા મારા સમવસરણમાં બેઠા રે;
ચઉમુખ ચઉવિહ ધર્મ પ્રકાશે, તે મેં નયણે દીઠા રે.
ભવિજન ! હરખો રે, નિરખી શાંતિ જિણંદ; ભ૦
ઉપશમ રસનો કંદ, નહીં ઇણ સરખો રે. ૧

પ્રાતિહાર્ય અતિશય શોભા, વા૦ તે તો કહીય ન જાવેરે;
ઘૂક બાલકથી રવિકરભરનું, વર્ણન કેણી પરે થાવે રે. ભ. ૨

વાણી ગુણ પાંત્રીશ અનુપમ, વા૦ અવિસંવાદ સ્વરૂપેરે;
ભવદુ:ખ વારણ શિવસુખ કારણ, સુધો ધર્મ પ્રરૂપેરે. ભ૦ ૩

દક્ષિણ પશ્ચિમ ઉત્તર દિસિમુખ, વા૦ ઠવણા જિન ઉપકારીરે;
તસ્સ આલંબન લહિય અનેકે, તિહાં થયા સમકિત ધારીરે. ભ. ૪

ષટ્ નય કારજ રૂપે ઠવણા, વા૦ સગ[સત્ત] નય કારણ ઠાણીરે;
નિમિત્ત સમાન થાપના જિનજી, એ આગમની વાણીરે. ભ. ૫

સાધક તીન નિક્ષેપા મુખ્ય, વા૦ જે વિણ ભાવ ન લહિયેરે;
ઉપકારી દુગ ભાષ્યે ભાંખ્યા, ભાવ વંદકનો ગ્રહીયેરે. ભ. ૬

ઠવણા સમવસરણે જિનસેંતિ, વા૦ જો અભેદતા વાધીરે;
એ આતમના સ્વ સ્વભાવ ગુણ, વ્યક્ત યોગ્યતા સાધીરે. ભ. ૭

ભલું થયું મેં પ્રભુ ગુણ ગાયા, વા૦ રસનાનો ફલ લીધોરે;
દેવચંદ્ર કહે માહરા મનનો, સકલ મનોરથ સીધોરે. ભ. ૮

---

## (૧૭) શ્રી કુંથુનાથ જિન સ્તવન.

ચરમ જિણેસર, એ દેશી.

સમવસરણ બેસી કરી રે, બાર પરિષદ માંહિ;
વસ્તુ સ્વરૂપ પ્રકાશતારે, કરૂણાકર જગનાહોરે. ૧

કુંથુ જિનેશ્વરૂ, નિર્મલ તુજ મુખવાણીરે;
જે શ્રવણે સુણે, તેહિજ ગુણમણિ ખાણીરે. કું૦ ૨

ગુણ પર્યાય અનંત તારે, વલિય સ્વભાવ અગાહ;
નયગમ ભંગ નિક્ષેપનારે હેયાદેય પ્રવાહોરે. કું૦ ૩

કુંથુનાથ પ્રભુ દેશનારે, સાધન સાધક સિદ્ધ;
ગૌણ મુખ્યતા વચનમાંરે, જ્ઞાન તે સકલ સમૃદ્ધોરે. કું૦ ૪

વસ્તુ અનંત સ્વભાવ છેરે, અનંત કથક તસુ નામ;
ગ્રાહક અવસર બોધથીરે, કહેવે અર્પિત કામોરે. કું૦ ૫

શેષ અનર્પિત ધર્મનેરે, સાપેક્ષ શ્રદ્ધા બોધ;
ઉભય રહિત ભાસન હોવેરે, પ્રગટે કેવલ બોધોરે. કું૦ ૬

છતી પરિણતિ ગુણ વર્તનારે, ભાસન ભોગ આનંદ;
સમકાલે પ્રભુ તાહરે રે, રમ્ય રમણ ગુણ વૃંદોરે. કું૦ ૭

નિજ ભાવે સીય અસ્તિતારે, પરનાસ્તિત્વ સ્વભાવ;
અસ્તિપણે તે નાસ્તિતારે, સીય તે ઉભય સ્વભાવોરે. કું૦ ૮

અસ્તિ સ્વભાવ જે આપણોરે, રૂચિ વૈરાગ્ય સમેત;
પ્રભુ સન્મુખ વંદન કરીરે, માગીસ આતમ હેતોરે. કું૦ ૯

અસ્તિ સ્વભાવ રૂચિ થયીરે, ધ્યાતો અસ્તિ સ્વભાવ;
દેવચંદ્ર પદ તે લહેરે, પરમાનંદ જમાવોરે. કું૦ ૧૦

---

## (૧૮) શ્રી અરનાથજિન સ્તવન.

રામચંદ્ર કે બાગ ચાંપો મોરી રહયોરી, એ દેશી.

પ્રણમો શ્રી અરનાથ, શિવપુર સાથ ખરોરી;
ત્રિભુવન જન આધાર, ભવ નિસ્તાર કરોરી. ૧

કર્ત્તા કારણ યોગ, કારજ સિદ્ધિ લહેરી;
કારણ ચાર અનુપ, કાર્યાર્થી તેહ ગ્રહેરી ૨

જે કારણ તે કાર્ય, થાય પૂર્ણ પદેરી;
ઉપાદાન તે હેતુ, માટી ઘટ તે વદેરી. ૩

ઉપાદાનથી ભિન્ન, જે વિણુ કાર્ય ન થાયે;
ન હુવે કારજ રૂપ, કર્ત્તાને વ્યવસાયે. ૪
કારણુ તેહ નિમિત્ત, ચક્રાદિક ઘટ ભાવે;
કાર્ય તથા સમવાય, કારણુ નિયતને દાવે. ૫
વસ્તુ અભેદ સ્વરૂપ, કાર્યપણું ન અંકેરી;
તે અસાધારણુ હેતુ, કુંભે થાસ લહેરી. ૬
જેહનો નવિ વ્યાપાર, ભિન્ન નિયત બહુભાવી;
ભૂમી કાલ આકાશ, ઘટ કારણુ સદ્ભાવી; ૭
એહ અપેક્ષા હેતુ, આગમ માંહે કહ્યોરી;
કારણ પદ ઉત્પન્ન, કાર્ય થયે ન લહ્યોરી. ૮
કર્ત્તા આતમ દ્રવ્ય, કાર્ય સિદ્ધિ પણ્યોરી;
નિજ સત્તાગત ધર્મ, તે ઉપાદાન ગણ્યોરી. ૯
યોગ સમાધિ વિધાન, અસાધારણુ તેહ વદેરી;
વિધિ આચરણા ભક્તિ, જિણે નિજ કાર્ય સધેરી, ૧૦
નરગતિ પઢમ સંઘયણ, તેહ અપેક્ષા જાણો;
નિમિત્તાશ્રિત ઉપાદાન, તેહને લેખે આણો. ૧૧
નિમિત્ત હેતુ જિનરાજ, સમતા અમૃતખાણી;
પ્રભુ અવલંબન સિદ્ધિ, નિયમા એહ વખાણી. ૧૨
પુષ્ટ હેતુ અરનાથ, તેહને ગુણથી મલિયેં;
રીઝ ભક્તિ બહુમાન, ભોગ ધ્યાનથી મલિયેં. ૧૩
મોટાને ઉત્સંગ, બેઠાને શી ચિંતા ? ;
તેમ પ્રભુ ચરણુ પસાય, સેવક થયા નિચિંતા. ૧૪
અરપ્રભુ પ્રભુતા રંગ, અંતર શક્તિ વિકાસી;
દેવચંદ્રને આનંદ, અક્ષય ભોગ વિલાસી. ૧૫

## (૧૯) શ્રી મલ્લિનાથ જિન સ્તવન.

દેખી કામની દોયકે કામે વ્યાપિયો, એ દેશી.

મલ્લિનાથ જગનાથ ચરણ યુગ ધ્યાઇયેરે ચ૦,
શુદ્ધાતમ પ્રાગ્‌ભાવ પરમપદ પાઇયેરે પ૦;
સાધક કારક ષટ્ક કરે ગુણ સાધનારે ક૦,
તેહીજ શુદ્ધ સ્વરૂપ, થાય નિરા બાધનારે. થા૦ ૧

કર્ત્તા આતમ દ્રવ્ય કાર્યનિજ સિદ્ધતારે કા૦,
ઉપાદાન પરિણામ પ્રયુકત તે કરણતારે પ્ર૦;
આતમ સંપદ દાન તેહ સંપ્રદાનતારે તે૦,
દાતા પાત્રને દેય ત્રિભાવ અભેદતારે ત્રિ૦. ૨

સ્વપર વિવેચન કરણ તેહ અપાદાનથીરે તે૦,
સકલ પર્યાય આધાર સબંધ આસ્થાનથીરે સ૦;
બાધક કારક ભાવ અનાદિ નિવારવારે અ૦,
સાધકતા અવલંબી તેહ સમારવારે તે૦. ૩

શુદ્ધપણે પર્યાય પ્રવર્ત્તન કાર્યમેંરે પ્ર૦,
કર્ત્તાદિક પરિણામ તે આતમ ધર્મ મેંરે આ૦;
ચેતન ચેતન ભાવ કરે સમવેતમેંરે ક૦,
સાદિ અનંતો કાલ રહે નિજ ખેતમેંરે ર૦. ૪

પર કર્તૃત્વ સ્વભાવ કરે તાં લગે કરે રે ક૦,
શુદ્ધકાર્યે રૂચિભાસ થયે નવિ આદરે રે થ૦;
શુદ્ધાતમ નિજ કાર્ય રૂચે કારક ફિરે રે રૂ૦,
તેહિજ મૂલ સ્વભાવ ગ્રહે નિજપદ વરે રે ગ્ર૦. ૫

કારણ કાર્યરૂપ અછે કારક દશારે અ૦,
વસ્તુ પ્રગટ પર્યાય એહ મનમેં વસ્યારે એ૦;

પણ શુદ્ધ સ્વરૂપ ધ્યાન તે ચેતનતા ગ્રહે રે તે૦,
તવ નિજ સાધક ભાવ સકલ કારક લહેરે સ૦. ૬
માહરૂં પૂર્ણાનંદ પ્રગટ કરવા ભણીરે પ્ર૦,
પુષ્ટાલંબન રૂપ સેવ [વા] પ્રભુજી તણીરે સે૦;
દેવચંદ્ર જિનચંદ ભક્તિ મનમેં ધરોરે ભ૦,
અવ્યાબાધ અનંત અક્ષયપદ આદરોરે અ૦. ૭

---

## (૨૦) શ્રી મુનિસુવ્રત જિન સ્તવન.

ઓલંગડી ઓલંગડી સુહેલીહો, શ્રી શ્રેયાંસની, એ દેશી.

ઓલંગડી ઓલંગડી તો કીજે શ્રી મુનિસુવ્રત સ્વામીનીરે
જેહથી નિજ પદ સિદ્ધ;
કેવલ કેવલ જ્ઞાનાદિક ગુણ ઉલ્લસેરે,
લહિયેં સહજ સમૃદ્ધિ. ઓ૦ ૧
ઉપાદાન ઉપાદાન નિજ પરિણતિ વસ્તુની રે,
પણ કારણ નિમિત્ત આધીન;
પુષ્ટ અપુષ્ટ દુવિધ તે ઉપદિશ્યોરે,
ગ્રાહક વિધિ આધીન. ઓ૦ ૨
સાધ્ય સાધ્ય ધર્મ જે માંહે હોવેરે,
તે નિમિત્ત અતિ પુષ્ટ;
પુષ્પ પુષ્પ માંહે તિલ વાસક વાસનારે,
નવિ પ્રધ્વંસક દુષ્ટ. ઓ૦ ૩
દંડ દંડ નિમિત્ત અપુષ્ટ ઘડા તણો રે,
નવિ ઘટતા તસમાંય;
સાધક સાધક પ્રધ્વંસકતા અછે રે,
તેણે નહિ નિયત પ્રવાહ. ઓ૦ ૪

ષટ્કારક ષટ્કારક તે કારણ કાર્યનું રે,
જે કારણ સ્વાધીન;
કર્ત્તા તે કર્ત્તા સહુકારક તે વસુ રે,
કર્મ તે કારણ પીન. ઓ૦ ૫

કાર્ય કાર્ય સંકલ્પે કારક દશારે,
છતી સત્તા સદ્‌ભાવ;
અથવા અથવા તુલ્ય ધર્મને જોયવે,
સાધ્યારોપણ દાવ. ઓ૦ ૬

અતિશય અતિશય કારણ કારક કરણતા રે,
નિમિત્ત અને ઉપાદાન;
સંપ્રદાન સંપ્રદાન કારણપદ ભવનથી રે,
કારણ વ્યય અપાદાન. ઓ૦ ૭

ભવન ભવન વ્યયવિણ કારજ નવિ હુવે રે,
જેમ દૃષદેં ન ઘટત્વ;
શુદ્ધાધાર શુદ્ધાધાર સ્વગુણનો દ્રવ્ય છે રે,
સત્તાધાર સુતત્ત્વ. ઓ૦ ૮

આતમ આતમ કર્ત્તા કાર્ય સિદ્ધતારે,
તસ્સ સાધન જિનરાજ;
પ્રભુ દીઠે પ્રભુ દીઠે કારજ રૂચિ ઉપજે રે,
પ્રગટે આત્મ સમાજ. ઓ૦ ૯

વંદન વંદન નમન સેવન વલી પૂજના રે,
સ્મરણ સ્તવન વલી ધ્યાન;
દેવચંદ્ર દેવચંદ્ર કીજે જગદીશનું રે,
પ્રગટે પૂર્ણ નિધાન ઓ૦ ૧૦

## ( ૨૧ ) શ્રી નમિનાથ જિન સ્તવન.

પીછોલારીપાલ ઉભા દોયમા નવી. એ—દેશી.

શ્રી નમિ જિનવર સેવ [ ન ] ઘનાઘન ઉનમ્યો રે ઘ૦,
દીઠાં મિથ્યારોર ભવિક ચિત્તથી ગમ્યો રે ભ૦;
શુચિ આચરણા રીતિ તે અભ્ર વધે વડાં રે અ૦,
આતમ પરિણતિ શુદ્ધ તે વીજ ઝબુકડા રે તે૦. ૧
વાજે વાયુ સુવાયુ તે પાવન ભાવના રે તે૦
ઇંદ્ર ધનુષ્ય ત્રિકયોગ તે ભક્તિ એકમના રે તે૦;
નિર્મલ પ્રભુ સ્તવઘોષ ધ્વનિ ઘન ગર્જના રે ધ્વ૦,
તૃષ્ણા ગ્રીષ્મકાલ તાપની તર્જના રે તા૦. ૨
શુભ લેશ્યાની આલિ તે બગપંક્તિ બની રે બ૦,
શ્રેણિ સરોવર હંસ વસે શુચિ ગુણ મુનિ રે વ૦;
ચોગતિ મારગ બંધ ભવિક નિજ ઘર રહ્યા રે ભ૦,
ચેતન સમતા સંગ રંગમેં ઉમહ્યા રે રં૦ ૩
સમ્યગ્દૃષ્ટિ મોર તિહાં હરખે ઘણું રે તિ૦,
દેખી અદ્ભુત રૂપ પરમ જિનવર તણું રે પ૦,
પ્રભુ ગુણનો ઉપદેશ તે જલધારા વહી રે તે૦,
ધર્મરૂચિ ચિત્તભૂમિ માંહે નિશ્ચલ રહી રે માં૦ ૪
ચાતક શ્રમણ સમૂહ કરે તવ પારણો રે ક૦,
અનુભવ રસ આસ્વાદ સકલ દુઃખ વારણો રે સ૦;
અશુભાચાર નિવારણ તૃણ અંકુરતા રે તૃ૦,
વિરતિ તણા પરિણામ તે બીજની પૂરતા રે તે૦ ૫
પંચ મહાવ્રત ધાન્ય તણા કર્ષણ વધ્યા રે ત૦,
સાધ્યભાવ નિજ થાપી સાધન તાયેં સધ્યા રે સા૦;

ક્ષાયિક દર્શન જ્ઞાન, ચરણ ગુણ ઉપના રે ચ૦,
આદિક બહુ ગુણ શસ્ય આતમ ઘર નીપના રે આ૦ ૬

પ્રભુ દર્શન મહામેહ, તણે પ્રવેશ મેંરે ત૦,
પરમાનંદ સુભિક્ષ થયા મુઝ દેશમેંરે. થ૦;
દેવચંદ્ર જિનચંદ્ર તણો અનુભવ કરોરે ત૦,
સાદિ અનંતો કાલ આતમસુખ અનુસરોરે આ૦ ૭

---

## ( ૨૨ ) શ્રી નેમિનાથ જિન સ્તવન.

પદ્મ પ્રભ જિન જઇ અલગાવસ્યા. એ દેશી.

નેમિ જિનેશ્વર નિજ કારજ કર્યું, છાંડયો સર્વ વિભાવોજી;
આતમ શકિત સકલ પ્રગટ કરી, આસ્વાદ્યો નિજ ભાવોજી. ને૦ ૧
રાજુલ નારીરે સારી મતિધરી, અવલંબ્યા અરિહંતોજી;
ઉત્તમ સંગેરે ઉત્તમતા વધે, સધે આનંદ અનંતોજી; ને૦ ૨
ધર્મ અધર્મ આકાશ અચેતના, તે વિજાતિ અગ્રાહ્યોજી;
પુદ્ગલ ગ્રહવેરે કર્મ કલંકતા, વાધે બાધક બાહ્યોજી. ને૦ ૩
રાગી સંગેરે રાગ દશા વધે, થાએ તેણે સંસારોજી;
નીરાગીથીરે રાગનું જોડવું, લહીયેં ભવનો પારોજી. ને૦ ૪
અપ્રશસ્તતારે ટાલી પ્રશસ્તતા. કરતા આશ્રવ નાશેજી;
સંવર વાધેરે સાધે નિર્જરા, આત્મભાવ પ્રકાશેજી. ને૦ ૫
નેમિ પ્રભુ ધ્યાનેરે એકત્વતા, નિજ તત્ત્વે એકતાનોજી;
શુક્લ ધ્યાનેરે સાધી સુસિદ્ધતા, લહિયેં મુક્તિ નિદાનોજી. ને૦ ૬
અગમ અરૂપીરે અલખ અગોચરૂ. પરમાતમ પરમીશોજી;
દેવચંદ્ર જિનવરની સેવના, કરતાં વાધે જગીશોજી. ને૦ ૭

---

## (૨૩) શ્રી પાર્શ્વનાથ જિન સ્તવન.

કડખાની દેશી.

સહજ ગુણ આગરો સ્વામી સુખ સાગરો,
　　જ્ઞાન વૈરાગરે પ્રભુ સવાયો;
શુદ્ધતા એકતા તીક્ષ્ણતા ભાવથી,
　　મોહ રિપુ છતી જય પડહ વાયો. સ. ૧
વસ્તુ નિજભાવ અવિભાસ નિકલંકતા,
　　પરિણતિ વૃત્તિતા કરી અભેદે;
ભાવ તાદાત્મ્યતા શક્તિ ઉલ્લાસથી,
　　સંતતિ યોગને તું ઉચ્છેદે. સ. ૨
દોષ ગુણ વસ્તુની લખીય યથાર્થતા,
　　લહી ઉદાસીનતા અપર ભાવે;
ધ્વંસી તજ્જન્યતા ભાવકર્ત્તાપણું,
　　પરમ પ્રભુ તું રમ્યો નિજ સ્વભાવે. સ. ૩
શુભ અશુભ ભાવ અવિભાસ તહકીકતા,
　　શુભ અશુભ ભાવ તિહાં પ્રભુ ! ન કીધું;
શુદ્ધ પરિણામતા વીર્ય કર્ત્તા થઇ,
　　પરમ અક્રિયતા અમૃત પીધું. સ. ૪
શુદ્ધતા પ્રભુતણી આત્મભાવે રમે,
　　પરમ પરમાત્મતા તાસ થાએ;
મિશ્રભાવે અછે ત્રિગુણની ભિન્નતા,
　　ત્રિગુણ એકત્વ તુજ ચરણ આયે. સ. ૫
ઉપશમ રસભરી સર્વજન શંકરી,
　　મૂર્ત્તિ જિનરાજની આજ ભેટી;

કારણે કાર્ય નિષ્પત્તિ સદ્દહાણ છે,
તેણે અચરજમાણની ભીડ ભેટી; સ. ૬
નાથ અંભાપતે માર્ગ પ્રભુ દર્શીને,
નિરખતે હર્ષ ઉત્સાહ નાચ્યો;
તેનુ સહેજના રમણ પરિણામથી,
સિદ્ધિ સાધકપણું આજ સાધ્યો. સ. ૭
આજ કૃતપુણ્ય ધન્ય દીહ માહરો થયો,
આજ નર જન્મ મેં સફલ ભાવ્યો;
દેવચંદ્ર સ્વામી ત્રેવીશમો વંદિયો,
ભક્તિ ભર ચિત્ત તુજ ગુણ રમાવ્યો. સ. ૮

---

## (૨૪) શ્રી મહાવીર જિન સ્તવન.

કડખાની દેશી.

તાર હો પ્રભુ ! તાર મુજ સેવક ભણી,
જગતમાં એટલું સુજશ લીજે;
દાસ અવગુણ ભર્યો જાણી પોતા તણો,
દયા નિધિ દીનપર દયા કીજે. તા. ૧
રાગ દ્વેષે ભર્યો મોહ વૈરી નડયો,
લોકની રીતમાં ઘણુંએ રાતો;
ક્રોધ વશ ધમધમ્યો શુદ્ધ ગુણ નવિ રમ્યો,
ભમ્યો ભવમાંહે હું વિષય માતો. તા. ૨
આદર્યો આચરણ લોક ઉપચારથી.
શાસ્ત્ર અભ્યાસ પણ કાંઇ કીધો;
શુદ્ધ શ્રદ્ધા ન વલી આત્મ અવલંબ વિના,
તેહવો કાર્ય તેણે કો ન સીધો. તા. ૩

સ્વામી દર્શન સમો નિમિત્ત લહી નિર્મલો,
જો ઉપાદાન એ શુચિ ન થાશે!
દોષ કો વસ્તુનો અહવા ઉદ્યમ તણો,
સ્વામિ સેવા સહી નિકટ લાસે. તા. ૪

સ્વામિ ગુણ ઓલખી સ્વામીને જે ભજે,
દર્શન શુદ્ધતા તેહ પામે;
જ્ઞાન ચારિત્ર તપ વીર્ય ઉલ્લાસથી.
કર્મ ઝીપી વસે મુક્તિ ધામે. તા. ૫

જગત વત્સલ મહાવીર જિનવર સુણી,
ચિત્ત પ્રભુ ચરણને શરણ વાસ્યો;
તારજો બાપજી બિરૂદ નિજ રાખવા,
દાસની સેવના રખે જોશો. તા. ૬

વીનતી માનજો શક્તિ એ આપજો,
ભાવ સ્યાદ્વાદતા શુદ્ધ ભાસે;
સાધી સાધક દશા સિદ્ધતા અનુભવી.
દેવચંદ્ર વિમલ પ્રભુતા પ્રકાશે. તા. ૭

---

## ( ૨૫ ) શ્રી સામાન્ય કલશ રૂપ સ્તવન.

તુઝ વિણ ગતિ નહિં જંતુની, એ દેશી

ચોવીશે જિન ગુણ ગાઇયેં, ધ્યાઇયેં તત્ત્વ સ્વરૂપોજી;
પરમાનંદ પદ પાઇયેં, અક્ષય જ્ઞાન અનુપોજી. ચો૦ ૧
ચૌદસેં બાવન ભલા, ગણધર ગુણ ભંડારોજી;
સમતામયી સાહુ સાહુણી, સાવય સાવયી સારોજી. ચો૦ ૨

વર્દ્ધમાન જિનવર તણો, શાસન અતિસુખકારોજી;
ચૌવિહ સંઘ વિરાજતો, દુષમ કાલ આધારોજી. ચો૦ ૩

જિનસેવનથી જ્ઞાનતા, લહે હિતાહિત બોધોજી;
અહિત ત્યાગ હિત આદરે, સંયમ તપની શોધોજી. ચો૦ ૪

અભિનવકર્મ અગ્રહણતા, જીર્ણ કર્મ અભાવોજી;
નિઃકર્મીને અબાધતા, અવેદન અનાકુલ ભાવોજી ચો૦ ૫

ભાવરોગના વિગમથી, અચલ અક્ષય નિરાબાધોજી;
પૂર્ણાનંદ દશા લહી, વિલસે સિદ્ધ સમાધોજી. ચો૦ ૬

શ્રી જિનચંદ્રની સેવના, પ્રગટે પુણ્ય પ્રધાનોજી;
સુમતિ સાગર અતિ ઉલ્લસે, સાધુ રંગ પ્રભુ ધ્યાનોજી. ચો૦ ૭

સુવિહિત ખરતર ગચ્છ વરૂ, રાજ સાર ઉવજ્ઝાયોજી
જ્ઞાન ધર્મ પાઠક તણો, શિષ્ય સુજશ સુખદાયોજી ચો૦ ૮

દીપચંદ્ર પાઠક તણો, શિષ્ય સ્તવે જિનરાજોજી;
દેવચંદ્ર પદ સેવતાં, પૂર્ણાનંદ સમાજોજી. ચો૦ ૯

## ઇતિ શ્રી ચતુર્વિંશતિ જિન સ્તવનાનિ સંપૂર્ણાનિ.



શ્રીમાન્ દેવચંદ્રજી મહારાજ કૃત

# અષ્ટપ્રવચન માતાની ઢાલો.

દોહરા.

સુકૃત કલ્પતરૂ શ્રેણિની, વર ઉત્તમ ભુરૂ ભોમ;
અધ્યાતમ રસ શશિકલા, શ્રી જિનવર વાણી નોમ. ૧

દીપચંદ્ર પાઠક પ્રવર, પય વંદી અવદાત;
સાર શ્રમણ ગુણ ભાવના, ગાઇશ પ્રવચન માત. ૨

જનની[1] પુત્ર-શુભંકરી, તિમ એ પવયણ માય;
ચારિત્ર ગુણ ગણ વર્દ્ધની, નિર્મલ શિવ સુખદાય. ૩

ભાવ અયોગી કરણ રૂચિ, મુનિવર ગુપ્તિ ધરંત;
જો ગુપ્તે ન રહી શકે, તો સુમતે વિચરંત. ૪

ગુપ્તિ એક સંવરમયી, ઉત્સર્ગે પરિણામ;
સંવર નિર્જરા સુમતિથી, અપવાદે ગુણધામ. ૫

દ્રવ્યે દ્રવ્યતઃ ચરણતા, ભાવે ભાવ ચરિત;
ભાવ દૃષ્ટિ દ્રવ્યતઃ ક્રિયા,-કરતાં શિવ સંપત્તિ. ૬

આતમ ગુણ પ્રાગ્ ભાવથી, જે સાધક પરિણામ;
સુમતિ ગુપ્તિથી જિન કહે, સાધ્ય સિદ્ધિ શિવઠામ. ૭

નિશ્ચય કરણ રૂચિ થઇ, સુમતિ ગુપ્તિ ધર સાધ !;
પરમ અહિંસક ભાવથી, આરાધો નિરૂપાધ. ૮

પરમ મહોદય સાધવા, જેહ થયા ઉજમાલ;
શ્રમણ ભિક્ષુ માહણ યતિ, ગાઉં તસ ગુણ માલ. ૯

---

૧ પાઠાંતર-જિનની પુત્રી-શુભંકરી. એપ્રાય; અશુદ્ધ પાઠ છે.

ઢાલ ૧ લી. ( પ્રથમ ગોવાલ તણે ભવેજી, એ દેશી. )

પ્રથમ અહિંસક વ્રત તણીજી, ઉત્તમ ભાવના એહ;
સંવર કારણ ઉપદિસીજી, સમતા રસ ગુણગેહ. ૧
મુનિશ્વર ! ઇર્યા સુમતિ વિચાર, આશ્રવકર તનુયોગનીજી;
દુષ્ટ ચપલતા વાર, મુનિશ્વર ! ઇર્યા સુમતિ વિચાર. મુ. ૨

કાય ગુપ્તિ ઉત્સર્ગનોજી, પ્રથમ સુમતિ અપવાદ;
ઇર્યા તે જે ચાલવોજી, ધરી આગમ–વિધિવાદ. મુ. ૩

જ્ઞાન ધ્યાન સજ્ઝાયમાંજી, સ્થિર બેઠા મુનિરાય;
શાને ચપલપણું કરેજી, અનુભવરસ સુખરાય. મુ. ૪

મુનિ ઉઠે [1]વસહિ થકીજી, પામી કારણ ચાર;
જિનવંદન ગ્રામાંતરેજી, કે આહાર નિહાર. મુ. ૫

પરમચરણ સંવર ધરૂજી, સર્વજાણ[2] જિન દીઠ;
શુચિ સમતા રૂચિ ઉપજેજી, તિણે મુનિને એ ઇઠ. મુ. ૬

રાગ વધે સ્થિર ભાવથીજી, જ્ઞાન વિના પરમાદ;
વીતરાગતા ઇહતાજી, વિચરે મુનિ સાલ્હાદ. મુ. ૭

એ શરીર ભવમૂલ છેજી, તસ પોષક આહાર;
જાવ અયોગી નવિ હુવેજી, ત્યાં અનાદિ આહાર. મુ. ૮

કવલ આહારે નિહાર છેજી, એહ અંગ વ્યવહાર,
ધન્ય ! અતનુપરમાતમાજી, જિહાં નિશ્ચલતા સાર. મુ. ૯

પરપરિણતિ કૃત ચપલતાજી, કેમ મુકશે ? એહ;
એમ વિચારી કારણેજી, કરે ગોચરી તેહ. મુ. ૧૦

ક્ષમા દયાલુ પાલુઆ જી, નિસ્પૃહી તનુ નીરાગ;
નિર્વિષયી ગજ ગતિ પરેજી, વિચરે મુનિ મહાભાગ. મુ. ૧૧

---

૧ વસતી—મુનિરહવાની જગ્યા—ઉપાશ્રય. ૨ સર્વજ્ઞ.

પરમાનંદ રસઅનુભવેજી, નિજ ગુણ રમતા ધીર;
દેવચંદ્ર મુનિ વંદતાજી, લહીયે ભવ જલ તીર. . સુ. ૧૨

---

ઢાલ ૨ જી. ( સ્વરિતશ્રી પુષ્કલાવતી, એ દેશી. )

સાધુજી સુમતિ બીજી ધરો, વચન નિર્દોષ પ્રકાશરે;
ગુપ્તિ ઉત્સર્ગનો સુમતિ તે, માર્ગ અપવાદ સુવિલાસરે. સા. ૧

ભાવના બીય મહાવ્રત તણી, જિનેં ભણી સત્યતા મૂલરે;
ભાવ અહિંસકતા વધે, સર્વ સંવર અનુકૂલરે. સા. ૨

મૌનધારી મુનિ ના વદે, વચન જે આશ્રવ ગેહરે;
આચરણ જ્ઞાનને ધ્યાનનો, સાધક ઉપદેશે તેહ. સા. ૩

ઉદિત પર્યાપ્તિ જે વચનની, તે કરી શ્રુત અનુસારરે;
બોધ પ્રાગ્ભાવ સજ્ઝાયથી, વલી કરે જગ-ઉપકારરે; સા. ૪

સાધુ નિજ વીર્યથી પરતણો, નવી કરે ગ્રહણને ત્યાગરે;
તે ભણી વચન ગુપ્તિ રહે, એ ઉત્સર્ગ મુનિ-માગરે. સા. ૫

યોગ જે આશ્રવ પદ હતો, તે કર્યો નિર્જરા રૂપરે;
લોહથી કંચન મુનિ કરે, સાધતા સાધ્ય ચિદ્રુપરે. સા. ૬

આત્મહિત પરહિત કારણે, આદરે પંચ સજ્ઝાયરે;
તે ભણી અશન વસનાદિક,– આશ્રય સર્વ અનવાયરે. સા. ૭

જિન ગુણ સ્તવન નિજ [1]તત્વને, તે ઇહા[2] કરે અવિરોધરે;
દેશના ભવ્ય-પ્રતિ બોધવા, વાયણા કરણ નિજ બોધરે. સા. ૮

નય ગમ ભંગ નિક્ષેપથી, સહિત સ્યાદ્વાદ યુત વાણીરે;
મોલ દશ ચાર ગુણમું મિલી, કહે અનુયોગ સુખખાણીરે. સા. ૯

---

પાઠાંતર-૧ તત્વની. ૨ અનુપેહા કરે અવિરોધરે; એ પાઠ યોગ્ય જણાય છે.

સૂત્રને અર્થ અનુયોગ એ, બીય નિજ્જુતિ સંયુત્તરે;
તીય ભાષ્ય નય ભાવિયો, મુનિ વદે એમ તંતરે. સા. ૧૦

જ્ઞાન સમુદ્ર સમતા ભર્યો, સંવર દયા-ભંડારરે;
તત્ત્વાનંદ આસ્વાદતા, વંદિયેં ચરણ-ગુણ ધારરે. સા. ૧૧

મોહ ઉદયે અમોહી જિશ્યા, શુદ્ધ નિજ સાધ્ય લયલીનરે;
દેવચંદ્ર તે મુનિ વંદિયેં, જ્ઞાન અમૃત રસ પીનરે. સા. ૧૨

---

ઢાલ ૩ જી. ( ઝાંઝરિયા મુનિવરની દેશી. )

સુમતિ ત્રીજી એષણાજી, પંચ મહાવ્રત-મૂલ
અનાહારી ઉત્સર્ગ નો જી, એ અપવાદ અમુલ.
મન-મોહન મુનિવર ! સુમતિ સદા દિલ ધાર. ૧

ચેતનતા ચેતન તણીજી, નવી પરસંગી તેહ;
તિણે પર-સન્મુખ નવી કરેજી, આત્મ રતિ વ્રતી જેહ. મ. ૨

કાય યોગ પુદ્ગલ ગ્રહે જી, એહ ન આતમ-ધર્મ;
જાણગ કર્તા ભોક્તાજી, હું માહરો એ મર્મ. મ. ૩

અનભિસંધિ ચલ વીર્યનોજી, રોધક શક્તિ અભાવ;
પણ અભિસંધિજ વીર્યથીજી, કેમ ગ્રહે ? પરભાવ. મ. ૪

એમ પર ત્યાગી સંવરીજી, ગ્રહે નહી પુદ્ગલ ખંધ;
સાધક કારણ રાખવાજી, અશનાદિક સંબંધ. મ. ૫

આતમ-તત્ત્વ અનંતાજી, જ્ઞાન વિના ન જણાય;
તેહ પ્રગટ કરવા ભણીજી, શ્રુત-સજ્ઝાય ઉપાય. મ. ૬

તેહ દેહથી દેહ [1]એહજી, આહારે બલવાન;
સાધ્ય અધુરે હેતુ ને જી, કેમ તજે ? ગુણવાન. મ. ૭

---

૧ પાઠાંતર-[illegible]

તનુ-અનુયાયી વીર્યનોજી, વર્તન અશન-સંજોગ;
વૃદ્ધ-યષ્ટિકા જાણિયેંજી, અશનાદિક ઉપભોગ. મ. ૮
જ્યાં સાધકતા નવી અડેજી, ત્યાં નવી ગ્રહે આહાર;
બાધક પરિણતિ વારવાજી, અશનાદિક ઉપચાર. મ. ૯
સડતાલીસે દ્રવ્યનાંજી, દોષ તજી નીરાગ;
અસંભ્રાંત મૂર્છા વિનાજી, ભ્રમર પરેં વડભાગ. મ. ૧૦
તત્ત્વ રૂચિ તત્ત્વાશ્રયીજી, તત્ત્વરસી નિર્ગ્રંથ;
કર્મ-ઉદયે આહારતાજી, મુનિ માને પલી મંથ. મ. ૧૧
લાભ થકી પણ અણુલહેજી, અતિ નિર્જરા કરંત;
પામે અણ વ્યાપકપણેજી, નિર્મમ સંત મહંત. મ. ૧૨
અનાહારતા સાધતાજી, સમતા અમૃત-કંદ;
શ્રમણ ભિક્ષુ [1]વાચંયમીજી, તે વંદે દેવચંદ્ર મ. ૧૩

---

ઢાલ ૪ થી. ( ભોલીડા હંસારે વિષય ન રાચિયે, એ દેશી. )

સુમતિ ચોથીરે ચિહું ગતિ વારણી, ભાંખી શ્રી જિનરાય;
રાખી પરમ અહિંસક મુનિવરે, ચાખી જ્ઞાન સમાજ. ૧
સહજ સંવેગી રે સુમતિ પરિણમો, સાધન આતમકાજ;
આરાધન એ સંવર ભાવનો, ભવજલ તારણ જહાજ. સ૦ ૨
અભિલાષી નિજ આતમતત્ત્વનાં, સાંખ ધરે રે સિદ્ધાંત;
નાખી સર્વ પરિગ્રહ-સંગને, ધ્યાનાકાંક્ષીરે સંત સ૦ ૩
સંવર પંચ તણી એ ભાવના, નિરૂપાધિક અપ્રમાદ.
સર્વ પરિગ્રહ-ત્યાગ અસંગતા. તેહનો એ અપવાદ; સ૦ ૪

---

૧ મુનિ

શ્યાને મુનિવર ! ઉપધિ સંગ્રહે ?, જે પર ભાવ વિરત્ત;
દેહ–અમોહી નવી [1]લોહી કદા, રત્નત્રયી સંપત્ત. સ૦ ૫

ભાવ અહિંસકતા કારણ ભણી, દ્રવ્ય અહિંસક સાધ;
રજોહરણ મુખવસ્ત્રિકા ધરે, ધરવા યોગ–સમાધિ. સ૦ ૬

શિવસાધનનું મૂલ તે જ્ઞાન છે, તેહનો હેતુ સજ્ઝાય;
તે આહારેરે તે વલી પાત્રથી, જયણાયે ગ્રહવાય. સ૦ ૭

બાલ તરૂણ નરનારી જંતુને, નગ્ન દુગંચ્છા હેતુ;
તેણે ચોલપટ મુનિગ્રહી ઉપદેસે. શુદ્ધ ધર્મ સંકેત. સ. ૮

દંસ મસક શીતાદિ પરિષહે, ન રહે ધ્યાન–સમાધિ;
[2]કલ્પક આદિક નિર્મોહિ પણે, ધારે મુનિ નિરાબાધ. સં ૯

લેપ અલેપ નદીના જ્ઞાનનું, કારણ દંડ ગ્રહંત;
દશ વૈકાલિક ભગવતી–સાંખથી, તનુ–સ્થિરતા નેરે સંત. સ. ૧૦

લઘુ ત્રસ જીવ સચિત્ત રજાદિનો, વારણ દુઃખ સંઘટ્ટ;
દેખી પોંજીરે મુનિવર વાવરે, એ પૂર્વ મુનિવટ્ટ. સ. ૧૧

પુદ્ગલ–ખંધ ગ્રહણ નિખેવણા, દ્રવ્યે જયણા તાસ;
ભાવે આત્મપરિણતિ નવનવી, ગ્રહતાં સુમતિ પ્રકાશ. સ. ૧૨

બાધક ભાવ અદ્વેષ પણે તજે, સાધક લે ગતરાગ;
પૂર્વ ગુણ પોષક રક્ષક પણે, નીપજતે શિવમાગ. સ. ૧૩

સંયમ–શ્રેણિએ સંચરતા મુનિ, હરતા કર્મ કલંક;
ધરતા સ્મરતારે રસ એકત્વતા, તત્ત્વ રમણ નિઃશંક. સ. ૧૪

જગ–ઉપકારીરે તારક ભવ્યના, લાયક પૂર્ણાનંદ;
દેવચંદ્ર એવા મુનિરાજનાં, વંદે પદ અરવિંદ. સ. ૧૫

---

૧ લાજી. ૨ પછેડી–પાગેણી.

ઢાલ ૫ મી. ( ચેતન ચેતજો રે, એ દેશી. )

પાંચમી સુમતિ કહી અતિ સુંદરી રે, પારિઠાવણિયા નામ;
પરમ અહિંસક ધર્મ-વધારણી રે, મૃદુ કરુણા પરિણામ. ૧

મુનિવર ! સેવજો રે, સુમતિ સદા સુખદાય;
સ્થિર ભાવે સંજમ સોહિયે રે,[1]
નિર્મલ સંવર થાય. મુનિવર સેવજો રે. ૨

દેહ-નેહથી ચંચલતા વધે રે, વિકસે દુષ્ટ કષાય;
તિણે તનુ રાગ તજી ધ્યાને રમે રે, જ્ઞાન ચરણ સુપસાય. મુ. ૩
જીહાં શરીર તિહાં મલ ઉપજે રે, તેહ તણો પરિહાર;
કરે જંતુ ચર સ્થિર અણુ દુહવે રે, સકલ દુગુંચ્છા વાર. મુ. ૪
સંયમ બાધક આત્મ વિરાહણા રે, આણા ઘાતક જાણ;
ઉપધિ અશન શિષ્યાદિક પરઠવે રે, આયતિ લાભ પિછાણ. મુ. ૫
વધે આહારે તપિયા પરઠવે રે, નિજ કોઠે અપ્રમાદ;
દેહ અરાગી ભાત અંત્યાપતારે, ધીરનો એ અપવાદ. મુ. ૬
સંલોકાદિક દુષણ પરિહરી રે, વરજી રાગને દ્વેષ;
આગમરીતેં પરિઠવણા કરે રે, લાઘવ હેતુ વિશેષ. મુ. ૭
કલ્પાતીત અહાલંદી ક્ષમી રે, જિન કલ્પાદિ મુનીશ;
તેહને પરિઠવણા એક મત તણી રે, તેહ અલ્પ વલી દીશ.[2] મુ. ૮
રાત્રે પ્રશ્રવણાદિક પરિઠવે રે. વિધિકૃત મંડલ ઠામ;
સ્થવિર કલ્પિનો વિધિ[3] અપવાદ છે રે, [4]લાભાદિકને કામ. મુ. ૯
એહ દ્રવ્યથી ભાવે પરિઠવે રે, બાધક જે પરિણામ;
દ્વેષ નિવારે માદકતા વિનારે, સર્વ વિભાવ વિરામ. મુ. ૧૦

---

૧ પાઠાંતર-સોહાય છે રે. ૨ ( અદીશ ! ) ૩ પ્રતિ અ૦ પાઠ છે. ૪ જ્ઞાનાદિક નહિ કામ. એમ પણ પાઠ છે.

આત્મ પરિણુતિ તત્ત્વમયી કરે રે, પરિહરતા પરભાવ;
દ્રવ્ય સુમતિ પણ ભાવભણી ધરે રે, મુનિનો એહ સ્વભાવ. મુ. ૧૧
પંચ સુમતિ સમતા પરિણામથી રે, ક્ષમાકોષ ગતરોષ;
ભાવન પાવન સંયમ-સાધતા રે, કરતા ગુણ ગણપોષ. મુ. ૧૨
સાધ્યરસી નિજતત્ત્વે તન્મયી રે, ઉત્સર્ગી નિર્માય;
યોગ ક્રિયા ફલ ભાવ અવંચતા રે, શુચિ અનુભવ સુખરાય. મુ. ૧૩
આણાયુત નાણી દર્શની રે, નિશ્ચય નિગ્રહવંત;
દેવચંદ્ર એવા નિર્ગ્રંથ જે રે, તે મુજ ગુરૂ મહંત. મુ. ૧૪

---

ઢાલ ૬ ઠ્ઠી. ( વૈરાગી થયો, એ દેશી. )

દુષ્ટ તુરંગ ચિત્તને કહ્યો રે, મોહ નૃપતિ-પ્રધાન;
આર્ત્તરૂદ્રનો ખેત્ર એ રે, રોક તું જ્ઞાન નિધાન ! રે
મુનિ ! મન વશ કરો , મન એ આશ્રવગેહ રે;
મન એ તારસે, મન સ્થિર યતિવર તેહરે. મુ. ૧
ગુપ્તિ પ્રથમ એ સાધુનેરે, ધર્મ શુકલનો કંદ;
વસ્તુ [1]ધર્મે ચૈતન રમેરે, સાધે પૂર્ણાનંદરે. મુ. ૨
યોગ તે પુદ્ગલ યોગવેરે, ખાંચે અભિનવ કર્મ;
યોગ-વર્ત્તના કંપના રે, નવી એ આતમ ધર્મરે. મુ. ૩
વીર્ય ચપલ પર સંગમીરે, એહ ન સાધક પક્ષ;
જ્ઞાન ચરણ સહકારતારે, વરતાવે મુનિ દક્ષરે. મુ. ૪
સવિકલ્પ ગુણ સાધનારે, ધ્યાનીને ન સુહાય;
નિર્વિકલ્પ અનુભવ રસીરે, આત્માનંદી થાયરે. મુ. ૫
રત્નત્રયીની ભેદતારે, એ સમલ વ્યવહાર;
ત્રિકરણ[2] વીર્ય એકત્વતારે, નિર્મલ આત્માચારરે. મુ. ૬

---

૧ પાઠાંતર-વસ્તુધર્મ ચિંતન રમ્યારે. ગુણ પા. ૨

શુકલધ્યાન શ્રુતાલંબનારે, એ પણ સાધન દાવ;
વસ્તુધર્મ ઉત્સર્ગમાંરે, ગુણગુણી એક સ્વભાવરે. સુ. ૭
પર સહાય ગુણ વર્ત્તનારે, વસ્તુ ધર્મ ન કહાય;
સાધ્યરસી તે કેમ ગ્રહે ? રે, સાધુ ચિત્ત-સહાય. સુ. ૮
આત્મરસી આત્માલયીરે, ધ્યાતા તત્ત્વ અનંત;
સ્યાદ્વાદજ્ઞાની મુનિ રે, તત્ત્વ રમણ ઉપશાંતરે. સુ. ૯
નવી અપવાદ-રૂચિ કદારે, શિવરસિયા અણગાર;
શકિત-યથાગમ તે સેવતારે, નિંદે કર્મ-પ્રચારરે. સુ. ૧૦
શુદ્ધ સિદ્ધ નિજ તત્ત્વતારે, પૂર્ણાનંદ સમાજ;
દેવચંદ્ર પદ સાધનારે, નમિયેં તે મુનિરાજરે. સુ. ૧૧

---

ઢાલ ૭ મી. ( સુમતિ સદા દિલમેં ધરો, એ દેશી. )
વચન ગુપ્તિ સૂધી ધરો, વચન તે કર્મ-સહાય સલુણે;
ઉદયાશ્રિત જે ચેતના, નિશ્ચય તેહ અપાય, સ. વ. ૧
વચન-ગોચર આત્મા, સિદ્ધ તે વચનાતીત; સ૦
સત્તા અસ્તિ સ્વભાવમે, ભાવક ભાવ અતીત. સ. વ. ૨
અનુભવ રસ આસ્વાદતા, કરતા આતમ ધ્યાન; સ૦
વચન તે બાધક ભાવ છે, ન વદે મુનિ અનિદાન. સ. વ. ૩
વચનાશ્રવ-પલટાવવા, મુનિ સાધે સ્વાધ્યાય; સ૦
તેહ સર્વથા ગોપવે, પરમ મહા રસ થાય. સ. વ. ૪
ભાષા પુદ્દગલ-વર્ગણા, ગ્રહણ નિસર્ગ-ઉપાધિ; સ૦
કરવા આતમ વીર્યને, શ્યાને પ્રેરે ? સાધ. સ. વ. ૫
યાવત્ વીર્ય ચેતના, આત્મગુણ સંપત્ત; સ૦
તાવત્ [1]સંવર નિર્જરા, આશ્રવ પર આયત્ત. સ. વ. ૬

---

૧ પાઠાંતર-સર્વે.

એમ જાણી સ્થિર સંયમી, ન કરે ચપલ[તા] પલિમંથ; સ૦
આત્માનંદ આરાધતા, [૧]અજ્ઝત્થઅર્થી નિર્ગ્રંથ. સ૦ વ. ૭

સાધ્ય શુદ્ધ પરમાતમા, તસ્સ સાધન ઉત્સર્ગ, સ૦
બારે ભેદે તપ [૨]વિધે, સકલ શ્રેષ્ઠ વ્યુત્સર્ગ. સ૦ વ. ૮

સમક્તિ ગુણઠાણે કરે,[૩] સાધ્ય અયોગી ભાવ, સ૦
ઉપાદાનતા તેહની, ગુપ્તિ રૂપ સ્થિર ભાવ. સ૦ વ. ૯

ગુપ્તિ રૂચિ ગુપ્તિયે રમ્યા, કારણ સુમતિ પરપંચ; સ૦
કરતા સ્થિરતા ઇહતા, ગ્રહે તત્ત્વ ગુણ સંચ. સ૦ વ. ૧૦

અપવાદે ઉત્સર્ગની, દૃષ્ટિ ન ચુકે જેહ, સ૦
પ્રણમે નિત પ્રતે ભાવસું, દેવચંદ્ર મુનિ તેહ. સ૦ વ. ૧૧

---

ઢાલ ૮ મી. ( અરણિક મુનિવર ચાલ્યા ગોચરી, એ દેશી. )

ગુપ્તિ સંભારોરે ત્રીજી મુનિવરૂ, જેહથી પરમ આનંદોજી;
મોહ ટલે ઘનઘાતી પરિગલે, પ્રગટે જ્ઞાન અમંદોજી. ગુ૦ ૧
કિરિયા શુભ અશુભ ભવ-બીજ છે, તિણે તજી તનુ-વ્યાપારોજી;
ચંચલ ભાવ તે આશ્રવ-મૂલ છે, જીવ અચલ અવિકારોજી. ગુ૦ ૨
ઇંદ્રિય વિષય સકલનો દ્વાર એ, બંધ હેતુ દૃઢ એહોજી;
અભિનવ કર્મ ગ્રહે તનુ યોગથી, તિણે સ્થિર કરિયે દેહોજી. ગુ૦ ૩
આત્મ વીર્ય સ્ફુરે પર સંગમે, તે કહીયે તનુ યોગોજી;
ચેતન સત્તારે પરમ અયોગી છે, નિર્મલ સ્થિર ઉપયોગોજી. ગુ૦ ૪
જાવત્ કંપન તાવત્ બંધ છે, ભાંખ્યુ ભગવઈ અંગેજી;
તે માટે ધ્રૂવ તત્ત્વ રસે રમે, માહણ ધ્યાન પ્રસંગેજી. ગુ૦ ૫
વીર્ય સહાયીરે આતમ ધર્મનો, અચલ સહજ અપ્રયાસોજી;
તે પરભાવ સહાય કેમ કરે, ? મુનિવર ગુણ આવાસોજી. ગુ૦ ૬

---

૧ અધ્યાત્મ. ૨ પાઠાંતર-ધ્વિવિધે. ૩ કયો.

ખંતી મુત્તિ યુત અકિંચની, શૌચ બ્રહ્મધર પીરોજી;
૧વિષમ પરિષહ-સેના વિદારવા, વીર પરમ શૌંડીરોજી. શુ૦ ૭
કર્મ પટલ દલ-ક્ષય કરવા રસી, આતમ-ઋદ્ધિ સમૃદ્ધોજી;
દેવચંદ્ર જિન આણા પાલતા, વંદો ગુરૂગુણ વૃદ્ધોજી. શુ૦ ૮

ઢાલ ૯ મી. ( દેશી રસિયાની. )

ધર્મ ધુરંધર મુનિવર ૨સદ્દહીયેં, નાણ ચરણ સંપન્ન; સુગુણનર
ઇંદ્રિય-ભોગ તજી નિજ સુખ ભજી, ભવ-વારક ઉદવિન્ન. સુ૦ધ. ૧
દ્રવ્ય ભાવ સાચી શ્રદ્ધા ધરી, પરિહરી શંકા-દોષ; સુ૦
કારણ કારજ સાધન આદરી, ધરે સાધ્ય સંતોષ. સુ૦ધ. ૨
ગુણ પર્યાય વસ્તુ પરિક્ષતા, શિક્ષા ઉભય ભંડાર; સુ૦
પરિણતિ શક્તિ સ્વરૂપે પરિણમે, કરતાં તસ વ્યવહાર. સુ૦ ધ. ૩
લોક સન્ના વિતિગિચ્છા ટાલતા, કરતા સંયમ-વૃદ્ધિ; સુ૦
મૂલ ઉત્તર ગુણ સર્વ સંભાલતા, ધરતા આતમ-શુદ્ધિ. સુ૦ધ. ૪
શ્રુતધારી શ્રુતધર નિશ્રારસી, વરય કર્યા ત્રિક યોગ; સુ૦
અધ્યાત્મી અભિનવ શ્રુત સારનાં, અવિનાશી ઉપયોગ. સુ૦ધ. ૫
દ્રવ્ય ભાવ આશ્રવમલ-ટાલતા, પાલતા સંયમ સાર, સુ૦
સાચી જૈન ક્રિયા સંભારતા, ગાલતા કર્મ વિકાર. સુ૦ધ. ૬
સામાયિક આદિ ગુણ શ્રેણિમાં, રમતા ચઢતેરે ભાવ; સુ૦
તીન લોકથી ભિન્ન ત્રિલોકમાં, પૂજનિક જસ ભાવ. સુ૦ ધ ૭
અધિક ગુણી નિજ તુલ્ય ગુણી થકી, મિલતા જે મુનિરાજ; સુ૦
પરમ સમાધિ નિધિ ભવજલધિના, તરણતારણ જહાજ. સુ૦ ધ૦ ૮

૧ પાઠાન્તરે-વિષમ ૨ મુ સદ્દહીએ.

સમકિતવંત સંયમ ગુણ ઇહતા, તે ધરવા સમરથ; સુ૦
સંવેગપક્ષી ભાવે શોધતા, કહેતા સાચોરે અર્થ. સુ. ધ૦ ૯
આપ-પ્રશંસાએ નવી માચતા, રાચતા મુનિ ગુણ રંગ; સુ૦
અપ્રમત્ત મુનિ શ્રુત-તત્ત્વ પૂછતા, સેવે જાસ અભંગ. સુ. ધ૦ ૧૦
સદ્દહણા આગમ-અનુમોદના, ગુણકર સંયમ ચાલ; સુ૦
વ્યવહારે સાચી તે સાચવે, આયતિ લાભ સંભાલ. સુ. ધ૦ ૧૧
દુષ્કરકાર થકી અધિકા કહે, બૃહદ્કલ્પ વ્યવહાર; સુ૦
ઉપદેશમાલા ભગવઇ અંગમેં, ગીતાર્થ-અધિકાર. સુ. ધ૦ ૧૨
ભાવ ચરણ-સ્થાનક ફરસ્યા વિના, ન હુવે સંયમ-ધર્મ; સુ૦
તો શ્યાને જુઠો તે ઉચ્ચરે ?, જે જાણે પ્રવચન-મર્મ સુ. ધ૦ ૧૩
યશ-લોભે નિજ સુમતિ સ્થાપવા, પરમન રંજન કાજ; સુ.
જ્ઞાન ક્રિયા દ્રવ્યથી સાચવે, તેહ નહિ મુનિરાજ. સુ. ધ૦ ૧૪
બાહ્ય દયા એકાંતે ઉપદેશે, શ્રુત-આમ્નાય વિહીન; સુ.
બગપરેં ઠગતા મુરખ લોકને, બહુ ભમસે તે દીન. સુ. ધ૦ ૧૫
અધ્યાતમ સાધન પરિણતિ થકી, ઉચિત વહે આચાર; સુ.
જિનઆણા અવિરાધક પુરૂષ જે, ધન્ય તેહનો અવતાર. સુ. ધ૦૧૬
દ્રવ્ય ક્રિયા નૈમિત્તિક હેતુ છે, ભાવક્રિયા લયલીન; સુ.
નિરૂપાધિકતા જે નિજ અંશની, માને લાભ નવીન. સુ. ધ૦ ૧૭
પરિણતિ દોષ ભણી જે નિંદતા, કહેતા પરિણતિ ધર્મ; સુ,
યોગ ગ્રંથના [૧]શાસ્ત્ર અભ્યાસતા, તેહ વિદારે કર્મ સુ. ધ૦ ૧૮
અલ્પ ક્રિયા પણ ઉપગારી પણે, જ્ઞાની સાધેરે શુદ્ધ; સુ.
દેવચંદ્ર સુવિહિત મુનિવૃંદને, પ્રણમે સયલ સમૃદ્ધ.સુ. ધ૦ ૧૯

---

૧ પાઠાંતર-આત્મપ્રકાશતા.

## પ્રશસ્તિ.

રાગ ધન્યાશ્રી.

તે તરિયારે ભાઇ તે તરિયા, જે જિન શાસન અનુસરિયાજી;
જે કરે સુવિહિત મુનિ કિરિયા, જ્ઞાનામૃત રસ દરિયાજી. તે૦ ૧
વિષય કષાય સહુપરિહરિયા, ઉત્તમ સમતા વરિયાજી;
શીલ સન્નાહ થકી પાખરિયા, ભવસમુદ્ર જલ તરિયાજી. તે૦ ૨
સમિતિ ગુપતિસું જે પરિવરિયા, આત્માનંદે ભરિયાજી;
આશ્રવ દ્વાર સકલ આવરિયા, વર સંવર સંવરિયા. તે૦ ૩
ખરતર મુનિ આચરણા ચરિયા, રાજસાગર ગુણગરિયાજી;
જ્ઞાન ધરમ તપ ધ્યાને વસિયા. શ્રુત રહસ્યના રસિયાજી. તે૦ ૪
દીપચંદ પાઠક પદ ધરિયા, વિનય રયણ સાગરિયાજી;
દેવચંદ્ર મુનિ-ગુણ ઉચ્ચરિયા, કર્મ અરિ નિર્જરિયાજી. તે૦ ૫
સુરગિરિ સુંદર જિનવર મંદિર, શોભિત નગર સવાઇજી;
નવા નગર ચોમાસું કરી ને, મુનિવર ગુણસ્તુતિ ગાઇજી. તે૦ ૬

### કલશ.

એમ દ્રવ્યભાવે સુમતિ સમતા, ગુપ્તિ ગુપ્તા મુનિવરા;
નિર્મોહી નિર્મલ શુદ્ધ ચિદ્ઘન, તત્ત્વસાધન તે તર્યા. ૧
દેવચંદ્ર અરિહા-આણ વિચરે, વિસ્તરે સુખ સંપદા;
નિર્ગ્રંથ વંદન સ્તવન કરતાં, પરમમંગલ સુખ સદા. ૨



શ્રીમાન્ દેવચંદ્રજી મહારાજ રચિત—

# શ્રી ગજસુકુમાલની ઢાલો.

ઢાલ ૧ લી. ( રાગ બંગાલ—રાજા નહિ નમે, એ દેશી. )

દ્વારિકાનગરી ઋદ્ધિ સમૃદ્ધ, કૃષ્ણ નરેશ્વર ભુવનપ્રસિદ્ધ ચેતનસાંભલો;
વસુદેવ દેવકી અંગ સુજાત, ગજસુકુમાલ કુંવર વિખ્યાત. ચે૦ ૧
નયરી–પરિસરે શ્રી જિનરાય, સમવસર્યા નિર્મમ નિર્માય; ચે૦
યાદવકુલ અવતંસ મુનીંદ, નેમનાથ કેવલગુણ વૃંદ. ચે૦ ૨
ત્રિભુવનપતિ શ્રી નેમજિણંદ, આવ્યા સુણી હર્ષ્યા ગોવિંદ; ચે૦
સજ્યું સામઈયું વંદન કાજ, હરખે વાંદ્યા શ્રી જિનરાજ. ચે૦ ૩
લઘુવય પણ શ્રી ગજસુકુમાલ, રૂપ મનોહર લીલાએ ચાલ; ચે૦
વીતરાગ–વંદન અતિ રંગ, સુવિવેકે આવે ઉચ્છરંગ. ચે૦ ૪
સમવસરણ દેખી વિકસંત, ત્રિકરણ યોગે અતિ હરખંત; ચે૦
ધન્ય ! ધન્ય ! માને મન માંહિ, ગયો પાપ હું થયો સનાહ. ચે૦ ૫
કુંવરે વંદ્યા શ્રીજિન–પાય, આનંદ લહેર અંગ ન માય. ચે૦
નિષ્કામી પ્રભુ–દીઠા જામ, વીસરી વામા ને ધન ધામ. ચે૦ ૬
જિન–મુખ અમૃત વયણ સુણંત, ભાગ્યો મિથ્યા મોહ અનંત; ચે૦
જ્ઞાન દર્શન ચરણ સુખ-ખાણ, શુદ્ધાત્મ નિજતત્ત્વ-પિચ્છાણ. ચે૦ ૭
પરપરિણતિ સંયોગીભાવ, સર્વ વિભાવ ન શુદ્ધ સ્વભાવ; ચે૦
દ્રવ્ય કર્મ નોકર્મ ઉપાધિ, બંધ હેતુ પમુહા સવિ વ્યાધિ ચે૦ ૮
તેથી ભિન્ન અમૂરત રૂપ, ચિન્મય ચેતન નિજગુણ ભૂપ;
શ્રદ્ધા ભાસન સ્થિરતાભાવ, કરતાં પ્રગટે શુદ્ધ સ્વભાવ. ચે૦ ૯
નેમવચન સુણી વડવીર, ધીર વચન ભાંખે ગંભીર; ચે૦
દેહાદિક એ મુઝ ગુણ નાંહિ, તો કેમ રહેવું મુઝ એ માંહિ ? ચે. ૧૦

જેહથી બંધાય નિજ તત્ત્વ, તેહથી અંત કરે કેમ સત્ત્વ? મેં૦
પ્રભુજી! રહેવું કરી સુપસાય, હું આવું માતા-સમજાવ. મેં૦ ૧૧

ઢાલ ૨ જી. ( મારૂં મન મોહ્યું રે મિઠે બોલે રે, એ દેશી. )
માતાજી! નેમિ-દેશના સુણી રે, મુજ થયો આજ આનંદ;
મનુજ ભવ આજ સફળ થયો રે, આજ શુભ ઉદય દિણંદ. મા. ૧
દેવકી ચિત્ત અતિ ગદગદી રે, એમ કહે મધુર સુખ વાણી;
ધન્ય તું ધન્ય મતિ તાહરી રે, જિણે સુણી નેમિ-મુખવાણી. મા. ૨
માતાજી! કોઈ સંસારમાં રે સુખ તણો નહિ લવલેશ;
વસ્તુગત ભાવ અવલોકતાં રે, સર્વ [1]સંયોગ કલેશ. મા. ૩
કર્મથી જન્મ તનુ કર્મથી રે, કર્મ એ સુખ દુઃખ-મૂલ;
આતમ-ધર્મ નવી એ કદા, આજ ટળી મુજ ભૂલ. મા. ૪
નેમિ-ચરણે રહી આદરૂં રે, ચરણ શિવ સુખ-કંદ;
વિષય વિષ મુઝ હવે નવી ગમે રે, સાંભળ્યું આત્માનંદ. મા. ૫
માતાજી! અનુમતિ આપિયેં રે, હવે મુઝ એમ ન રહાય;
એક ક્ષણ અવિરતિ દોષની, વાતડી વચનેં ન કહાય. મા. ૬
મોહાવેશે [2]ઓલતી દેવકી રે, વિલપતી એમ કહે વાત;
પુત્ર! તેં એ કિશું ભાખિયું? રે, તુઝ વિરહ મુઝ ન સુહાત. મા. ૭
વચ્છ! સંયમ અતિ દોહિલું રે, તોલવું મેરૂ એક હાથ;
પ્રાણજીવન! મુઝ વાલહો! રે, માહરે તુંહિ જ આથ. મા. ૮
માત! તમે શ્રાવિકા નેમની રે, તુમેં એમ ન કહાય;
મોક્ષ સુખ હેતુ સંયમ તણો, કેમ કરો? માત! અંતરાય. મા. ૯
વત્સ! મુનિ-ભાવ દુષ્કર ઘણો રે, જીપવો મોહ ભૂપાલ;
વિષય-સેના સહુ વારવી રે, તમે છો બાલ સુકુમાલ. મા. ૧૦

૧ પાઠાંતર-સંસાર. ૨ મુંઝી.

માતજી ! નિજ ઘર આંગણે રે, બાલક રમે નિરબીહ;
તેમ મુઝ આતમ-ધર્મમાં રે, રમણ કરતાં કિશી બીહ ? મા. ૧૧
મોહવિષ સહિત જે વચનડાં રે, તે હવે મુઝ ન છિબંત;
પરમ ગુરૂ વચન અમૃત થકી રે, હું થયો ઉપશમવંત. મા. ૧૨
ભવ તણો ફંદ[1] હવે ભાંજવો, સાધવો મોહ અરિ-વૃંદ;
આતમાનંદ આરાધવો રે, સાધવો મોક્ષ સુખ કંદ. મા. ૧૩
નેમ થકી અધિકો જો હુવે રે, તો માનિયેં તાસ વચન;
માતજી ! કાંઇ નવી ભાંખિયેં રે, માહરૂં સંયમે મન. મા. ૧૪

---

ઢાલ ૩ જી. ( ધન ધન સાધુ શિરોમણિ ઢુંઢણો રે, એ દેશી. )
ધન્ય ! ધન્ય! જે મુનિવર ધ્યાને રમ્યારે, સમતાસાગર ઉપશમવંતરે;
વિષય કષાયેં જે નડિયા નહિરે, સાધક પરમાર્થ સુમહંતરે. ધન્ય. ૧
યાદવપતિ પરિવારે પરવર્યો રે, નેમ-ચરણે પોતા ગજ સુકુમાલ રે;
માતપિતા પ્રીતે વહોરાવતારે; નંદન બાલ મનોહર ચાલરે. ધન્ય. ૨
પ્રભુ-મુખે સર્વ વિરતિ અંગીકરીરે મૂકી સર્વ અનાદિ ઉપાધિરે;
પૂછે સ્વામિ! કહો કેમ નીપજે?રે,મુઝને વહેલી સિદ્ધ સમાધિરે. ધન્ય. ૩
પ્રભુ ભાંખે નિજ સત્ત્વે એકતારે, ઉદય અવ્યાપકતા પરિણામરે;
સંવર વૃદ્ધે વાધે નિર્જરારે, લઘુ કાલે લહિયેં શિવ-ધામરે. ધન્ય. ૪
એક રાત્રિ-પડિમા તમે આદરોરે, ધરજો આતમ ભાવ સુધીરરે;
સમતા સિંધુ મુનિવર તેમ કરે રે, શિવ-પદ સાધવા વડવીરરે. ધન્ય. ૫
શિર ઉપર સિગડી સોમિલેં કરીરે, સમતા શીતલ ગજ સુકુમાલરે;
ક્ષમા નીરે નવરાયો આતમારે, શું દાઝે તેનો નહિ ખ્યાલો રે. ધન્ય ૬
દહન ધર્મ તે દાઝે અગ્નિથીરે, હું તો પરમ અદાહ્ય અગ્રાહ્ય રે;
જે દાઝે છે તે માહરૂં નહિરે, અક્ષય ચિન્મય તત્ત્વ પ્રવાહરે. ધન્ય. ૭

---

૧ પાઠાંતર-ફંદ.

ક્ષપક શ્રેણિ-ધ્યાને આરોહતાંરે, પુદ્ગલ-આત્મનો ભિન્ન ભાવરે;
નિજ ગુણ-અનુભવ વળી એકાગ્રતારે, ભજતાં કીધાં કર્મ-અભાવરે

ધન્ય. ૮

નિર્મલ ધ્યાને તત્ત્વ-અભેદતારે, નિર્વિકલ્પ ધ્યાને તદ્રૂપરે.
ઘાતિ-વિલયે નિજ ગુણ ઉલ્લસ્યારે, નિર્મલ કેવલ આદિ અનુપરે.

ધન્ય. ૯

થઈ અયોગી શૈલેશી કરીરે, ટાળ્યો સર્વ સંયોગી ભાવરે;
આતમ આત્મરૂપે પરિણમ્યો રે, પ્રગટ્યો પૂર્ણ વસ્તુ સ્વભાવરે

ધન્ય. ૧૦

સહજ અકૃત્રિમ વળી અસંગતારે, નિરૂપમ ચરિત્ત વલિ નિર્દ્વંદરે;
નિરૂપમ અવ્યાબાધ સુખી થયારે, શ્રીગજ સુકુમાલ મુણિંદરે. ;

ધન્ય. ૧૧

નિત્ય પ્રત્યેં એવા મુનિ-સંભારિયેરે, ધરિયે મનમાં એહજ ધ્યાનરે;
ઈચ્છા કીજે એ મુનિ-ભાવનીરે, જેમ લહિયે અનુભવ પરમનિધાનરે.

ધન્ય. ૧૨

ખરતર ગચ્છ પાઠક દીપચંદ્રનોરે, દેવચંદ્ર વંદે મુનિરાયરે;
સકલ સંઘ [1]સુખકારણ સાધુજીરે, ભવ ભવ હોજો સુગુરુ-સહાયરે.

ધન્ય. ૧૩



૧ પાઠાંતર-સિદ્ધિ.

શ્રીમાન્ દેવચંદ્રજી મહારાજ વિરચિત—

# પ્રભંજનાની ઢાલો.

ઢાળ ૧ લી ( પહેલેરે સુપનમેં ગયવર દીઠો રે લો. એ દેશી. )

ગિરિ વૈતાઢ્યની ઉપરે, ચક્રાંકા નયરી રે લોલ. અહો; ચ૦
ચક્રાયુધ રાજા તિહાં, જીત્યા સવો વયરી રે લો૦ અ૦ જી. ૧

મદનલતા તસ સુંદરી, ગુણશીલ અચંભા રે લો૦ અ૦ ગુ૦
પુત્રી તાસ પ્રભંજના, રૂપે રતિ રંભારે લો૦ અ૦ રૂ૦ ૨

વિદ્યાધર ભૂચર–સુતા બહુ મલી એક પંથે રે લો; અ૦ બ૦
રાધા વેધ મંડાવિયો, વર–વરવા ખંતે રે લો૦ અ૦ વ૦ ૩

કન્યા એક હજારથી, પ્રભંજના ચાલીરે લો; અ૦ પ્ર૦
આર્ય ખંડમાં આવતાં, વન ખંડ વિચાલે રે લો૦ અ૦ વ૦ ૪

નિર્ગ્રંથી સુપ્રતિષ્ઠિતા, બહુ સુણણી સંગે રે લો; અ૦ બ૦
સાધુ વિહારે વિચરતાં, વંદે મન રંગે રે લો૦ અ૦ વં૦ ૫

આર્યા પૂછે એવડો, ઉમાહો શ્યો છે ? રે લો; અ૦ ઉ૦
વિનયેં કન્યા વીનવે, વર–વરવા ઇચ્છે રે લો૦ વ૦ ૬

એ શ્યો હિત ? જાણો તમે, એહથી નવી સિદ્ધિ રે લો; અ૦ એ૦
વિષય હલાહલ વિષ તિહાં, શી અમૃત બુદ્ધિ ? રે લો૦ અ૦ શી૦ ૭

ભોગ સંગ કારમા કહ્યા, જિનરાજે સદાય રે લો; અ૦ જી૦
રાગ દ્વેષ–સંગેં વધે, ભવ ભ્રમણ સદાય રે લો૦ અ૦ ભ૦ ૮

રાજસુતા કહે સાચ એ, જે ભાંખો વાણી રે લો, અ૦ જે૦
પણ એ ભૂલ અનાદિની, કેમ જાય ? છંડાણી રે લો૦ અ૦ કે૦ ૯

જેહ તજે તે ધન્ય ! છે, સેવક જિનજીના રે લો; અ૦ સે૦
અમે જડ પુદ્ગલ રસે રમ્યા, મોહે લયલીના રે લો૦ અ૦ મો૦ ૧૦

અધ્યાતમ-રસ પાનથી, પીના મુનિરાયા રે લો; અ૦ પી૦
તે પરપરિણતિ રતિ તજી, નિજ તત્ત્વે સમાયા રે લો૦ અ૦ નિ૦ ૧૧
અમને પણ કરવો ઘટે, કારણ સંજોગે રે લો; અ૦ કા૦
પણ ચેતનતા પરિણમે, જડ પુદ્ગલ ભોગે રે લો૦ અ૦ જ૦ ૧૨
અવર કન્યા એમ ઓચરે, ચિંતિત હવે કીજે રે લો; અ૦ ચિં
પછે પરમ પદ-સાધવા, ઉદ્યમ સાધીજે રે લો૦ અ૦ ઉ૦ ૧૩
પ્રભંજના કહે હે સખિ !, એ કાયર પ્રાણી રે લો; અ૦ એ૦
ધર્મ પ્રથમ કરવો [1]ઘટે, દેવચંદ્રની વાણી રે લો૦ અ૦ દે૦ ૧૪

---

ઢાલ ૨ જી ( જીનવચને વૈરાગીઓ રે ધન્ના, એ દેશી. )

કહે સાહુણી સુણ કન્યકા ! રે, ધન્યા એ સંસાર કલેશ;
એહને જે હિત કરી ગણે રે, ધ૦ તે મિથ્યાત્વ આવેશ રે. ૧
સુજ્ઞાની કન્યા ! સાંભલો હિત-ઉપદેશ;
જગ-હિતકારી જિનેશ છે રે, ધ૦ કીજે તસ આદેશ રે. સુ૦ ૨
ખરડીને જે ધોયવું રે, ધ૦ તે નહિ શિષ્ટાચાર;
રત્નત્રયી સાધન કરો રે, ધ૦ મોહાધીનતા વાર રે. સુ૦ ૩
જે પુરૂષ-વરવા તણી રે, ધ૦ ઇચ્છે છે તે જીવ;
શ્યો સબંધ પણે ભણો ? રે, ધ૦ ધારી કાલ સદૈવ રે. સુ૦ ૪
તવ પ્રભંજના ચિંતવે રે, અપ્પા ! તું છે અનાદિ અનંત;
તે પણ મુજ સત્તા સમો રે, અ૦ સહજ અકૃત સુમહંત રે. સુ૦ ૫
ભવ ભમતાં સવી જીવથી રે, અ૦ પામ્યા સર્વ સબંધ;
માત પિતા ભ્રાતા સુતા રે, અ૦ પુત્રવધૂ-પ્રતિબંધ રે. સુ. ૬
શ્યો સંબંધ કહું ? ઇહાંરે અ૦ શત્રુ મિત્ર પણ થાય.
મિત્ર શત્રુતા વલી લહેરે, અ૦ એમ સંસરણ-સ્વભાવ રે. સુ. ૭

[1] પાઠાંતર-સદા.

સત્તા સમ સવી જીવ છેરે, અ૦ જોતાં વસ્તુ-સ્વભાવ;
એ મ્હારો એ પારકોરે, અ૦ સવી આરોપિત ભાવરે. ૮
ગુરૂણી આગલ એહવું રે, અ૦ જૂઠું કેમ કહેવાય ?
સ્વ–પર વિવેચન કીજતાંરે અ૦ માહરો કોઇ ન થાયરે. સુ. ૯
ભોગ્યપણું પણ ભૂલથીરે, અ૦ માને પુદ્ગલ–ખંધ;
હું ભોગી નિજ ભાવનોરે, અ૦ પરથી નહિ પ્રતિબંધરે. સુ. ૧૦
સમ્યક્ જ્ઞાને જ્હેંચતાં રે, અ૦ હું અમૂર્ત્ત ચિદ્રૂપ;
કર્ત્તા ભોક્તા તત્ત્વનોરે. અ૦ અક્ષય અક્રિય સ્વરૂપરે. સુ. ૧૧
સર્વ વિભાવ થકી જૂદોરે, અ૦ નિશ્ચય નિજ અનુભૂતિ;
પૂર્ણાનંદી[1] પરમાત્મારે, અ૦ નહિ પર પરિણતિ રીતિરે. સુ. ૧૨
સિદ્ધસમો એ સંગ્રહે રે, અ૦ પર–રંગે પલટાય;
સંગાંગી ભાવે [2]કહ્યો રે, અ૦ અશુદ્ધ વિભાવ અપાયરે. સુ. ૧૩
શુદ્ધ નિશ્ચય નયે કરીરે, અ૦ આતમ ભાવ અનંત;
તેહ અશુદ્ધ નયેં કરીરે, અ૦ દ્રષ્ટ વિભાવ મહંતરે. સુ. ૧૪
દ્રવ્ય કર્મ–કર્ત્તા થયોરે, અ૦ નય અશુદ્ધ વ્યવહાર;
તેહ નિવારો સ્વપદેરે, અ૦ રમતાં શુદ્ધ વ્યવહારરે. સુ. ૧૫
વ્યવહારે સમરે થકેરે, અ૦ સમરે નિશ્ચય આચાર;
પ્રવૃત્તિ સમારે વિકલ્પનેરે અ૦ તે સ્થિર પરિણતિ સારરે. સુ. ૧૬
પુદ્ગલને પર જીવથીરે, અ૦ કીધો ભેદ વિજ્ઞાન;
બાધકતા દૂરે ટલેરે, અ૦ હવે કોણ રોકે ? ધ્યાનરે. સુ. ૧૭
આલંબન ભાવન વશેરે, અ૦ ધર્મ ધ્યાન પ્રગટાય;
દેવચંદ્ર પદ સાધતારે, અ૦ એહુજ શુદ્ધ ઉપાયરે. સુ. ૧૮

---

૧ પાઠાંતર–પરમ અંગ ૨ સંગાંગીભાવે કરીરે

ઢાલ ૩૭. ( હાંરે હારે પ્રભુ સાહેબ જગનો હાંરે એ દેશી. )

આયો આયોરે અનુભવ આતમચો આયો, શુદ્ધ નિમિત્ત
આલંબન ભજતાં;
આત્માલંબન પાયોરે, આયો આયોરે અનુભવ આતમચો આયો. ૧
આતમ ક્ષેત્રી ગુણ પર્યય વિધિ, તિહાં ઉપયોગ રમાયો;
પર પરિણતિ પર રીતેં જાણી, તાસ વિકલ્પ ગમાયોરે. આ. ૨
પૃથકત્વ વિતર્ક શુકલ આરોહી, ગુણ ગુણી એક સમાયો;
પર્યાય દ્રવ્ય વિતર્ક એકતા, દુર્ધર મોહ ખપાયોરે. આ. ૩
અનંતાનુબંધી સુભટને કાઢી, દર્શન મોહ ગમાયો;
ત્રિગતિ-હેતુ પ્રકૃતિ ક્ષય કીધી, થયો આત્મરસ રાયોરે. આ. ૪
દ્વિતીય તૃતીય ચોકડી ખપાવી, વેદ યુગલ ક્ષય થાયો;
હાસ્યાદિક સત્તાથી ધ્વંસી, ઉદય વેદ મિટાયો રે. આ. ૫
થઇ અવેદી ને અવીકારી, હણ્યો સંજ્વલનો કષાયો;
માર્યો મોહચરણ ક્ષયકારી, પૂરણ સમતા સમાયો રે. આ. ૬
ઘનઘાતિક ત્રિક યોધા લડિયા, ધ્યાન એકત્વને ધ્યાયો;
જ્ઞાનાવરણાદિક સુભટ પડિયા, જીત નીશાણ ઘુરાયો રે. આ. ૭
કેવલજ્ઞાન દર્શન ગુણ પ્રગટયો, મહારાજ પદ પાયો;
શેષ અઘાતિકર્મ ક્ષીણદલ, ઉદય અબાધ દેખાયો રે. આ. ૮
સયોગી કેવલી થયા પ્રભંજના, લોકાલોક જણાયો;
તીનકાલની ત્રિવિધ વર્ત્તના, એક સમયે ઓલખાયો રે. આ. ૯
સર્વ સાધવીએ વંદના કીધી, ગુણી વિનય ઉપજાયો;
દેવદેવી તવ કરે ગુણ સ્તુતિ, જગ જય પડહ વજાયો રે. આ. ૧૦

---

૧ પાઠાંતર-તિવાર. ૨ ત્યારે.

સહસ્ર કન્યકાએ દીક્ષા લીધી, આશ્રવ સર્વ તજાયો;
જગ ઉપકારી દેશ વિહારી, શુધ્ધ ધર્મ દીપાયો રે, આ. ૧૧

કારણ યોગે કારજ સાધે, તેહ ચતુર ગાઇ જે;
આત્મસાધન નિર્મલ સાધે, પરમાનંદ પાઈજે રે. આ. ૧૨

એ અધિકાર કહ્યો ગુણરાગે, વૈરાગે મન લાવી;
વસુદેવહિંડ તણે અનુસારે, મુનિગુણ ભાવના ભાવી રે. આ. ૧૩

મુનિગુણ થુણતાં ભાવ વિશુધ્ધે, ભવવિચ્છેદન થાવે,
પૂર્ણાનંદ ઇહાંથી પ્રગટે, સાધન શકિત જમાવે રે. આ. ૧૪

મુનિગુણ ગાવો ભાવના ભાવો, ધ્યાવો સહજ સમાધિ;
રત્નત્રયી એકત્વે ખેલો, મિટે અનાદિ ઉપાધિ રે. આ. ૧૫

રાજસાગર પાઠક ઉપગારી, જ્ઞાન ધરમ દાતારી;
દીપચંદ પાઠક ખરતરવર, દેવચંદ સુખકારી રે. આ. ૧૬

નયર લીંબડી માંય રહીને, વાચંયમ સ્તુતિ ગાઇ;
આત્મ-રસિક શ્રોતાજન મનને, સાધન રૂચિ ઉપજાઇ રે. આ. ૧૭

એમ ઉત્તમ ગુણમાલા ગાવો, પાવો હર્ષ વધાઈ;
જૈન ધર્મ માર્ગ રૂચિ કરતાં, મંગલ લીલા સદાઇ રે. આ. ૧૮



## શ્રીમાન્ દેવચંદ્રજી મહારાજ કૃત

# પાંચ ભાવનાની ઢાલો.

### દોહરા.

સ્વસ્તિશ્રી–મંદિર પરમ, ધર્મ–ધામ સુખ–ઠામ;
સ્યાદ્વાદ પરિણામ ધર, પ્રણમું ચેતન રામ. ૧
મહાવીર જિનવર નમું, ભદ્રબાહુ સૂરીશ;
વંદી શ્રી જિનભદ્રગણી, શ્રી ક્ષેમેંદ્ર મુનીશ. ૨
સદ્‌ગુરૂ શાસન–દેવ નમી, બૃહત્કલ્પ અનુસાર;
શુદ્ધ ભાવના સાધુની, ભાવિશ પંચ પ્રકાર. ૩
ઇંદ્રિય યોગ કષાય ને, જીપે મુનિ નિઃશંક;
ઇણ જીતે કુધ્યાન–જય, જાએ ચિત્ત–તરંગ. ૪
પ્રથમ ભાવના શ્રુત તણી, બીજી તપ તીય સત્ત્વ;
તુરીય એકત્વ ભાવના, પંચમ [1]ભાવ સુતત્ત્વ. ૫
શ્રુત ભાવના મન–સ્થિર કરે, ટાલે ભવનો ખેદ;
તપ ભાવન કાયા–દમે, વમે વેદ–ઉમેદ [ધ્વેગ]. ૬
સત્ત્વભાવ નિર્ભય દશા, નિજ લઘુતા એકભાવ;
તત્ત્વ ભાવના આતમ–ગુણ, સિદ્ધિ–સાધના દાવ. ૭

---

ઢાલ ૧ લી ( લોક સ્વરૂપ વિચારો આતમા રે, એ દેશી )

સૂત્ર–અભ્યાસ કરો મુનિવર સદા રે, અતિચાર સહુ ટાલ;
હીણ અધિક અક્ષર મત ઉચ્ચરો રે, શબ્દ–અર્થ–સંભાલ. સ. ૧
સૂક્ષ્મ અર્થ અગોચર દૃષ્ટિથી રે, રૂપી રૂપ વિહીન;
ભેદ અતીત અનાગત વર્તતા રે, જાણે જ્ઞાની લીન. સ. ૨

---

પાઠાંતર—૧ પંચમ ભાવના તત્ત્વ.

નિત્ય અનિત્ય એક અનેકતારે. સદસદ્‌ભાવ સ્વરૂપ;
છએ ભાવ એક દ્રવ્યે પરિણમ્યારે, એક સમયમાં અનુપ. સૂ.

ઉત્સર્ગ અપવાદ પદે કરી રે, જાણે સહુ શ્રુત-ચાલ;
વચન-વિરોધ નિવારે યુકિતથી રે, થાપે દૂષણ-ટાલ. સૂ.

દ્રવ્યાર્થિક પર્યાયાર્થિક ધરે રે, નય ગમ ભંગ અનેક;
નય સામાન્ય વિશેષે તે રે ગ્રહેરે, લોકાલોક-વિવેક. સૂ.

નંદી સૂત્રે ઉપકારી કહ્યોરે, વલી અસુચ્ચા ઠામ;
દ્રવ્ય શ્રુતને વાંદ્યો ગણધરેરે, ભગવઇ અંગે નામ. સૂ. ૬

શ્રુત-અભ્યાસે જિનપદ પામિયેરે, છઠ્ઠે અંગે સાંખ;
શ્રુતનાણી કેવલ નાણી સમોરે, પન્નવણીજે ભાંખ. સૂ. ૭

સૂત્રધારી આરાધક સર્વનોરે, જાણે અર્થ સ્વભાવ;
નિજ આતમ પરમાત્મ સમ ગણેરે, ધ્યાવે તે નય-દાવ. સૂ. ૮

સંયમ દર્શન તે જ્ઞાનેં વધેરે, ધ્યા [જ્ઞા ?] ને શિવસાધંત,
ભવ સ્વરૂપ ચઉગતિનો તે લખેરે, તેણે સંસાર-તજંત સૂ. ૯

ઇંદ્રિય-સુખ ચંચલ જાણી તજેરે, નવ નવ અર્થ તરંગ;
જિમ જિમ પામે તિમ મન ઉલ્લસેરે, વસે ન ચિત્ત અનંગ સૂ.

કાલ અસંખ્યાતાના ભવ લખેરે, ઉપદેશક પણ તેહ;
પરભવ-સાથી અવલંબન ખરોરે, ચરણ વિના શિવગેહ. સૂ. ૧

પંચમકાલે શ્રુત-બલ પણ ઘટ્યોરે, તો પણ એહ આધાર;
દેવચંદ્ર જિનમતનું તત્ત્વ એરે, સૂત્ર સું ધરજો પ્યાર. સૂ. ૧

---

૨ બેહુ અહેરે.

ઢાલ ૨ જી. ( અનુમતિ દીધી માયે રોવતી, એ દેશી. )

રયણાંવલી કનકાવલી, મુકતાવલી ગુણરયણ;
વજ્રમધ્ય ને જવમધ્ય એ, તપ કરીને હો જીપો રિપુ મયણ. ૧
ભવિયણ ! તપગુણ આદરો, તપ તેજેરે છીજે સહુ કર્મ;
વિષય વિકાર દૂરે ટલે, મન ગંજે હો ભંજે ભવ ભર્મ. ભ૦ ૨
જોગ-જય ઈંદ્રિય-જય તણા, તપ જાણો હો કર્મ સૂડણ સાર;
ઉવહાણ જોગ દુહા કરી, શિવ સાધેરે સુધા અણગાર. ભ૦ ૩
જિમ જિમ પ્રતિજ્ઞા દઢ થકો, વૈરાગી તપસી મુનિરાય;
તિમ તિમ અશુભ દલ છીજે, રવિ તેજે રે જિમ શીત વિલાય.ભ૦૪
જે ભિક્ષુ-પડિમા આદરે, આસન અકંપ સુધીર;
અતિલીન સમતા ભાવમાં, તૃણની પરેહો જાણત શરીર. ભ૦ ૫
જિણ સાધુ તપ તરવારથી, સૂડ્યો મોહ ગયંદ,
તિણ સાધુનો હું દાસ છું, નિત્ય વંદુંહો તસપય અરવિંદ. ભ૦ ૬
આયાર સુયગડાંગમાં, તિમ કહ્યો ભગવઇ અંગ;
ઉત્તર ઝયણે એ ગુણતીશ મેં, તપ સંગેહો સહુ કર્મનો ભંગ. ભ૦ ૭
જે દુવિધ દુક્કર તપ તપે, ભવ પાસ આશ વિરત્ત;
ધન્ય ! સાધુ મુનિ ઢંઢણ સમા, ઋષિ ખંદકહો તિસગ કુરૂદત્ત.ભ૦ ૮
નિજ આતમ કંચન ભણી, તપ અગ્નિ કરી શોધંત;
નવ નવ લબ્ધિ-બલ છતે, ઉપસર્ગહો તે સહંત મહંત. ભ૦ ૯
ધન્ય ! તેહ જે ધન ગૃહતણી, તન-નેહનો કરી છેહ;
નિસ્સંગ વનવાસે વસે, તપધારીહો જે અભિગ્રહ-ગેહ. ભ૦ ૧૦
ધન્ય ! તેહ ગચ્છ ગુફા-તણી, જિન કલ્પિ-ભાવ અફંદ;
પરિહાર વિશુદ્ધિ તપ તપે, તે વંદેહો દેવચંદ્ર મુણિંદ. ભ૦ ૧૧

---

ઢાલ ૩ જી. ( હવે રાણી પદ્માવતી, એ દેશી. )

રે જીવ ! સાહસ આદરો, મત થાઓ દીન;
સુખ દુઃખ સંપદ આપદા, પૂર્વ કર્મ આધીન. રે જીવ. ૧
ક્રોધાદિક વશે રણ સમે, સહ્યા દુઃખ અનેક;
તે જો સમતામાં સહે, તો તુજ ખરો વિવેક. રે જીવ. ૨
સર્વ અનિત્ય અશાશ્વતો, જેહ દીસે એહ;
તન ધન સયણ સગા સહુ, તિણસું સ્યો નેહ. ? રે જીવ. ૩
જિમ બાલક વેલુતણા, ઘર કરીય રમંત;
તેહ છતે અથવા ઢહે, નિજ નિજ ઘર જંત. રે જીવ. ૪
પંથી જિમ સરાહમેં, નદી નાવની રીત;
તિમ એ પરિજન તો મિલ્યો, તિણથી શી પ્રીતિ. ? રે જીવ. ૫
જ્યાં સ્વાર્થ તિહાં સહુ સગા, વિણ સ્વાર્થ દૂર;
પર–કાજે પાપે ભળે, તું કિમ હોવે શૂર. ? રે જીવ. ૬
તજ બાહિર મેલાવડો, મિલિયો બહુ વાર;
જે પૂર્વે મલિયો નહિ, તિણ સું ધર પ્યાર. રે જીવ. ૭
ચક્રી હરિ બલ પ્રતિહરિ, તસ વૈભવ અમાન;
તે પણ કાલે સંહર્યા, તુજ ધન સ્યે માન. ? રે જીવ ૮
હા હા ! હું તો તું ફિરે, પરિયણની ચિંત;
નરક પડ્યાં કહે તાહરી, કોણ કરશે ? ચિંત. રે જીવ. ૯
રોગાદિક દુઃખ ઉપને, મન અરતિ મ ધરેવ [ હ ? ];
પૂરવ નિજ કૃત કર્મનો, એ અનુભવ હેવ [ ભેહ ? ]. રે જીવ. ૧૦
એહ શરીર અશાશ્વતું, ક્ષણમેં છીજંત;
પ્રીતિ કિશી તસ ઉપરે, જેહ સ્વાર્થ વંત. રે જીવ. ૧૧
જ્યાં લગે તુજ ઈણ દેહથી, છે પૂરવ સંગ;
ત્યાં લગે કોડી ઉપાયથી, નવિ થાયે ભંગ. રે જીવ. ૧૨

આગલ પાછલ ચિંતું દિને, જે વિણશી જાય;
રોગાદિકથી નવિ રહે, કીધે કોડી ઉપાય. રે જીવ. ૧૩
અંતે પણ એહને તજ્યાં, થાય શિવ-સુખ;
તે જો છૂટે આપથી, તો તુજ શ્યો દુઃખ ? રે જીવ. ૧૪
એ તન વિણશે તાહરે, નવિ કાંઇ હાણ;
જો જ્ઞાનાદિક ગુણ તણો, તુજ આવે જાણ. રે જીવ. ૧૫
તું અજરામર આતમા અવિચલ ગુણ-ખાણ;
ક્ષણ ભંગુર આ દેહથી; તુજ કિહાં પીછાણ ? રે જીવ. ૧૬
છેદન ભેદન તાડના, વધ બંધન દાહ;
પુદ્‌ગલને પુદ્‌ગલ કરે, તું તો અમર અગાહ. રે જીવ. ૧૭
પૂર્વ કર્મ-ઉદયે સહી, જે વેદના થાય;
ધ્યાવે આતમ તિણ સમે, તે ધ્યાનીરાય. રે જીવ. ૧૮
જ્ઞાન ધ્યાનની વાતડી, કરણી આસાન;
અંત સમે આપદ પડ્યાં, વિરલા ધરે ધ્યાન. રે જીવ ૧૯
અરતિ કરી દુઃખ ભોગવે, પરવશ જિમ કીર;
તો તુજ જાણપણા તણો, ગુણ કિશો ? ધીર ! રે જીવ ૨૦
શુદ્ધ નિરંજન નિર્મલો, નિજ આતમ-ભાવ;
તે વિણશે કહે દુઃખ કિશું ?, જે મલિયો આવ; રે જીવ. ૨૧
દેહ ગેહ ભાડા તણો, એ આપણો નાંહિ;
તુજ ગૃહ આતમ-જ્ઞાન એ, તિણ માંહિ સમાહિ રે જીવ ૨૨
મેતારજ સુકોશલો, વલી ગજ સુકુમાલ;
સનતકુમાર ચક્રી પરે, તન-મમતા ટાલ. રે જીવ ૨૩
કષ્ટ પડ્યાં સમતા રમે, નિજ આતમ-ધ્યાય;
દેવચંદ્ર તિણ મુનિ તણા, નિત્ય વંદું પાય. રે જીવ, ૨૪

---

ઢાલ ૪ થી. ( પ્રાણી ધરિયે સંવેગ વિચાર, એ દેશી. )

જ્ઞાન ધ્યાન ચારિત્રને રે, જો દૃઢ કરવા ચાહ્ય;
તો એકાકી વિહરતો રે, જિન કલ્પાદિ સ્હાય રે.
પ્રાણી ! એકલ ભાવના ભાવો, શિવ માર્ગ સાધન દાવરે. પ્રા૦ ૧
સાધુ ભણી ગૃહ-વાસનીરે, છૂટી મમતા જેહ;
તો પણ ગચ્છ વાસી પણેરે, ગણ ગુરૂ પર છે નેહરે. પ્રા૦ ૨
વન-મૃગની પરે તેહથી રે, છોડી સકલ પ્રતિ બંધ;
તું એકાકી અનાદિનો રે, કિણથી તુજ સબંધ ? રે. પ્રા૦ ૩
શત્રુ મિત્રતા સર્વથીરે, પામી વાર અનંત;
કોણ સજ્જન ? દુશ્મન કિશ્યો ? રે, કાલે સહુનો અંતરે. પ્રા. ૪
બાંધે કર્મ જીવ એકલોરે, ભોગવે પણ તે એક;
કિણ ઉપર કિણ વાતનીરે, રાગ દ્વેષની ટેક રે. પ્રા. ૫
જો નિજ એકપણું ગ્રહેરે, છોડી સકલ પરભાવ;
શુદ્ધાતમ-જ્ઞાનાદિશું રે, એક સ્વરૂપે ભાવ રે. પ્રા. ૬
આવ્યો છે તું એકલોરે, જાઇશ પણ તું એક;
તો એ સયલ કુટુંબથીરે, પ્રીતિ કિ શી ? અવિવેકરે. પ્રા. ૭
વનમાં ગજ સિંહાદિથીરે, વિહરતાં ન ટલે જેહ;
જિણ આસને રવિ આથમેરે, તિણ આસન નિશિ છેહરે. પ્રા. ૮
તપ પારણે આહાર ગ્રહેરે, કરમાં લેપ વિહીન;
એકવાર પાણી પીવને રે, વનચારી ચિત્ત અદીનરે. પ્રા. ૯
એહ દોષ [1]પર-ગ્રહણથીરે, પર-સંગે ગુણ-હાણ;
પરધન-ગ્રાહી ચોર તે રે, એકપણું સુખ-ઠાણ રે. પ્રા. ૧૦
પર સંયોગથી બંધ છે રે, પર-વિયોગથી મોક્ષ;
તેણે તજી પર મેલાવડોરે, એકપણું નિજ પોખરે. પ્રા. ૧૧

---

૧ પાઠાંતર—સૌ પર તણો રે.

જન્મ ન પામ્યો સાથ કો રે, સાથ ન મરશે કોય;
દુઃખ વેંચાઉ કોય નહિરે, ક્ષણ ભંગુર સહુ લોયરે. પ્રા. ૧૨
પરિજન મરતો દેખીનેરે, શોચ કરે જન મૂઢ;
અવસરે વારો આપણોરે, સહુ જનની એ રૂઢરે. પ્રા. ૧૩
સુરપતિ ચક્રી હરિ હલીરે, એકલા પર ભવ જાય;
તન ધન પરિજન સહુ મિલીરે, કોઇ સખાઇ ન થાયરે. પ્રા. ૧૪
એક આતમા આહરોરે, જ્ઞાન દર્શન ગુણવંત
બાહ્ય યોગ સહુ અવર છે રે, પામ્યો વાર અનંતરે. પ્રા. ૧૫
કરકંડુ નમિ નિગ્ગઇરિ, દુમુહપ્રમુખ ઋષિરાયા;
મૃગાપુત્ર હરિકેશીનારે, હું વંદુ નિત્ય પાયારે. પ્રા. ૧૬
સાધુ ચિલાતી સુત ભલોરે, વલી અનાથી તેમ;
એમ મુનિ-ગુણ અનુમોદતારે, દેવચંદ્ર સુખ એમરે. પ્રા. ૧

---

( ઢાલ ૫ મી ) એણી પરે ચંચલ આંણી, એ દેશી.

ચેતન! એ તન કારમો, તમે ધ્યાવોરે. શુદ્ધ નિરંજન દેવ;
ભવિક તમે ધ્યાવોરે, શુદ્ધ સ્વરૂપ અનુપ, ભવિક તમે ધ્યાવોરે; ૧
નરભવ શ્રાવક-કુલ લહ્યો, ત. લાધો સમકિત સાર; ભ.
જિન-આગમ રૂચિસું સુણો, ત. આલસ નિંદ નિવાર. ભ. ૨
તિનલોક તિહું કાલની, ત. પરિણતિ તીન પ્રકાર. ભ.
એક સમયે જાણે તિણે, ત. નાણ અનંત અપાર. ભ. ૩
*સમયાંતર સહભાવનો, ત. દર્શન જાસ અનંત. ભ.
આતમ ભાવે સ્થિર સદા, ત. અક્ષય ચરણ અનંત. ભ. ૪

* આ ૪ થી ગાથા. કેટલીક પ્રતોમાં ત્રીજી છે. પરંતુ અર્થ-સબંધ વિચારતાં ચોથી જ હોવી જોઇએ.

સકલ દોષ હર શાશ્વતો, ત. વીરજ પરમ અદીન; ભ.
સૂક્ષ્મતનું બંધ (ન) વિના, ત. અવગાહના સ્વાધીન. ભ.૫

પુદ્ગલ સકલ વિવેકથી. ત. શુદ્ધ અમૂર્ત્તિ રૂપ. ભ.
ઇંદ્રિય-સુખ નિસ્પૃહ થયા, ત. અકથ્ય અબાહ [ધ્ય] સ્વરૂપ.ભ.૬

દ્રવ્યતણા પરિણામથી, ત. અગુરૂ લઘુત્વ અનિત્ય; ભ.
સત્ય સ્વભાવમયી સદા, ત. છોડી ભાવ અસત્ય. ભ.૭

નિજ ગુણ રમતો રામએ, ત. સકલ અકલ ગુણ-ખાણ; ભ.
પરમાતમ પરજ્યોતિઃ એ, ત. અલખ અલેપ વખાણ. ભ.૮

પંચ પૂજ્યથી પૂજ્ય એ, ત. સર્વ ધ્યેયથી ધ્યેય. ભ.
ધ્યાતા ધ્યાન રૂ ધ્યેય એ, ત. નિશ્ચય એક[1] અભેય. ભ.૯

અનુભવ કરતાં એહનો, ત. થાય પરમ પ્રમોદ; ભ.
એહ સ્વરૂપ અભ્યાસનું, ત. શિવ-સુખ છે તસ ગોદ. ભ.૧૦

બંધ અબંધ એ આતમા, ત. કર્ત્તા અકર્ત્તા એહ; ભ.
એહ ભોક્તા અભોક્તા, ત. સ્યાદ્વાદ ગુણ-ગેહ. ભ.૧૧

એક અનેક સ્વરૂપ એ, ત. નિત્ય અનિત્ય અનાદિ; ભ.
સહજ ભાવે પરિણમ્યા, ત. મુક્યા સકલ ઉન્માદ. ભ.૧૨

તપ જપ કિરિયા ખપ થકી, ત. અષ્ટ કર્મ ન વિલાય. ભ.
તે સહુ આતમ ધ્યાનથી, ત. ક્ષણમાં ખેરૂ થાય. ભ.૧૩

શુદ્ધાતમ-અનુભવ વિના. ત. બંધ હેતુ શુભ ચાલ. ભ.
આતમ પરિણામે રમ્યા, ત. એહજ આશ્રવ-પાલ. ભ.૧૪

એમ જાણી નિજ આતમા, ત. વરજો સકલ ઉપાય: ભ.
દેવચંદ્ર અવલંબને ત. પરમ મહોદય થાય. ભ.૧૫

---

૧ [illegible]

ભરત એલાસુત સેતલી, ત. ઈત્યાદિક મુનિ-વૃંદઃ                    ભ.
આતમ-ધ્યાનથી એ તર્યા, ત. પ્રણમે તે દેવચંદ.                    ભ.૧૯

---

ઢાલ ૬ ઠી (સેત્રુંજ શેત્રુંજ્યે સિદ્ધ થયા, એ દેશી.)

ભાવના મુક્તિ નિશાણી જાણી, ભાવો આસક્તિ આણીજી;
ચોગ કષાય કપટની હાણી, થાય નિર્મલ જાણીજી.          ભા. ૧

પંચ ભાવના એ મુનિ [1] મનને, સંવર-ખાણી વખાણીજી;
બૃહત્કલ્પ સૂત્રની વાણી, દીઠી તેમ કહાણીજી;          ભા. ૨

કર્મ-કતરણી શિવની શરણી, [2] જાણુ-ઠાણુ-અનુસરણીજી;
ચેતન રામ તણી એ ઘરણી, ભવ સમુદ્ર દુઃખ-હરણીજી.  ભા. ૩.

જયવંતા પાઠક ગુણધારી, રાજસાગર સુવિચારીજી;
નિર્મલ જ્ઞાન ધર્મ સંભાલી, પાઠક સહુ હિતકારીજી.      ભા. ૪

રાજ હંસ સહ સુગુરૂ પસાયે, દેવચંદ ગુણ ગાવોજી;
ભવિક જીવ જે ભાવના ભાવે, તે અમિત સુખ પાવેજી.  ભા. ૫

જેસલ મેરે શાહ સુત્યાગી, વર્દ્ધમાન વડભાગીજી;
પુત્ર કલત્ર સકલ સોભાગી સાધુ ગુણના રાગીજી.          ભા. ૬

તસ આગ્રહથી ભાવના ભાવી, ઢાલ બંધમાં ગાઈજી;
ભણસે ગણસે જે એ જ્ઞાતા, લેહેશે તે સુખ સાતાજી.      ભા. ૭

મન શુદ્ધે પંચ ભાવના લાવો, પાવન જિન-ગુણ [3] ગાવોજી;
મન મુનિવર-ગુણ સંગ વસાવો, સુખ સંપત્તિ ગૃહ થાવોજી. ભા. ૮



---

પાઠાંતર-૧ મુનિજનને. ૨ ધ્યાન. ૩ પાવોજી.

### મહોપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજ કૃત

# ચતુર્વિંશતિ સ્તવનો.

## (૧) શ્રી ઋષભજિન-સ્તવન.

(મહા વિદેહ ક્ષેત્ર સોહામણું. એ દેશી.)

જગ-જીવન જગ-વાલહો, મરૂદેવીનો નંદ લાલરે;
મુખ દીઠે સુખ ઉપજે, દર્શન અતિ આનંદ લાલરે. જ૦ ૧
આંખડી અંબુજ-પાંખડી, અષ્ટમી શશી સમ ભાલ લાલરે;
વદન તે શારદ-ચંદલો, વાણી અતિહિ રસાળ લાલરે. જ૦ ૨
લક્ષણ અંગે વિરાજતા, અડહિ સહસ્સ ઉદાર લાલરે,
રેખા કર ચરણાદિકે, અભ્યંતર નહિ પાર લાલરે. જ૦ ૩
ઇંદ્ર ચંદ્ર રવિ ગિરિ તણા, ગુણ લઇ ઘડીયું અંગ લાલરે;
ભાગ્ય કિહાં થકી આવિયો, અચરજ એહ ઉત્તંગ લાલરે. જ૦ ૪
ગુણ સઘલાં અંગે કર્યાં, દૂર કર્યાં સવી દોષ લાલ રે;
વાચક જશ વિજયે શુણ્યો, દેજો સુખનો પોષ લાલરે. જ૦ ૫

## (૨) શ્રી અજિતનાથ જિન-સ્તવન.

(નિંદ્રડી વેરણ હુઈ રહી. એ દેશી.)

અજિત જિણંદ શું પ્રીતડી, મુઝ ન ગમે હો બીજાનો સંગકે;
માલતી-ફૂલે મોહીયો, કેમ બેસે ? હો બાવલતરૂ ભ્રંગ કે. અ. ૧
ગંગાજલમાં જે રમ્યા, કિમ છિલ્લર હો રતિ પામે ? મરાલકે;
સરોવર જલધર જલ વિના, નવિ ચાહે હો જગ ચાતુક બાલકે. અ. ૨
કોકિલ કલ કૂજિત કરે, પામી મંજરી હો પંજર સહકારકે;
ઓછા તરૂવર નવી ગમે, ગિરૂઆસું હો હોય ગુણનો પ્યારકે. ૩

કમલિની દિનકર કર ગ્રહે, વલી કુમુદિની હો ધરે ચંદ્રશું પ્રીતકે;
ગૌરી ગિરીશ ગિરિધર વિના, નવી ચાહે હો કમલા નિજ ચિત્તકે.૪
તિમ પ્રભુશું મુઝ મન રમ્યું, બીજાશું હો નવિ આવે દાય કે;
શ્રી નયવિજય સુગુરૂ તણો, વાચક યશ હો નિત નિત ગુણ ગાયકે.૫

## ( ૩ ) શ્રી સંભવનાથ જિન-સ્તવન.

( મન મધુકર મોહી રહ્યો. એ દેશી. )

સંભવ જિનવર વીનતી, અવધારો ગુણ જ્ઞાતા રે;
ખામી નહિ મુઝ ખિજમતે, કહિયે હોશો ફલ-દાતા રે. સં૦ ૧
કર જોડી ઉભો રહું, રાત દિવસ તુમ ધ્યાને રે;
જો મનમાં આણો નહિ, તો શું કહિયે ? છાને રે. સં૦ ૨
ખોટ ખજાને કો નહિ, દીજે વંચ્છિત દાનો રે;
કરૂણા નજર પ્રભુજી તણી, વાધે સેવક વાનો રે. સં૦ ૩
કાલ લબ્ધિ મતિ ગણો, ભાવ લબ્ધિ તુજ હાથે રે;
લડથડતું પણ ગજ-બચ્ચું, ગાજે ગજવર સાથે રે. સં૦ ૪
દેશો તો તુમહિં ભલું, બીજા તો નવી યાચું રે;
વાચક યશ કહે સાંઇશું, ફળશે એ મુજ સાચું રે. સં૦ ૫

## ( ૪ ) શ્રી અભિનંદન જિન-સ્તવન.

દીઠી હો પ્રભુ ! દીઠી જગગુરૂ તુજ,
મૂર્તિ હો પ્રભુ ! મૂર્તિ મોહન વેલડીજી;
મીઠી હો પ્રભુ ! મીઠી તાહરી વાણી,
લાગે હો પ્રભુ ! લાગે જેસી સેલડીજી. ૧
જાણું હો પ્રભુ ! જાણું જન્મ કયત્થ,
જો હું હો પ્રભુ ! જો હું તુમ સાથે મલ્યોજી;

સુરમણિ હો પ્રભુ ! સુરમણિ પામ્યો હત્થ,
આંગણે હો પ્રભુ ! આંગણે મુજ સુર તરૂ ફલ્યોજી. ૨
જાગ્યા હો પ્રભુ ! જાગ્યા પુન્ય અંકુર,
માગ્યા હો પ્રભુ ! મ્હોં માગ્યા પાશા ઢલ્યાજી;
વુઠા હો પ્રભુ ! વુઠા અમીરસ મેહ,
નાઠા હો પ્રભુ ! નાઠા અશુભ શુભ દિન વલ્યાજી. ૩

ભૂખ્યાં હો પ્રભુ ! ભૂખ્યાં મિલ્યા ઘૃતપુર,
તરસ્યાં હો પ્રભુ ! તરસ્યાં દિવ્ય ઉદક મિલ્યાજી;
થાક્યાં હો પ્રભુ ! થાક્યાં મલ્યા સુખપાલ,
ચાહતા હો પ્રભુ ! ચાહતા સજ્જન હેજે હલ્યાજી. ૪

દીવો હો પ્રભુ ! દીવો નિશા વન ગેહ,
સાખી હો પ્રભુ ! સાખી થલે જલે નૌકા મલીજી;
કલિયુગે હો પ્રભુ ! કલિયુગે દુલ્લહો તુજ,
દર્શન હો પ્રભુ ! દર્શન લહી આશા ફલીજી. ૫

વાચક હો પ્રભુ ! વાચક જશ તુમ દાસ,
વિનવે હો પ્રભુ ! વિનવે અભિનંદન સુણોજી;
કહીએ હો પ્રભુ ! કહીએ મ દેશો છેહ,
દેજો હો પ્રભુ ! દેજો સુખ દરિશન તણોજી. ૬

---

## ( ૫ ) સુમતિનાથ જિન–સ્તવન.

( ઝાંઝરિયા મુનિવરની દેશી. )

સુમતિનાથ–ગુણ સું મિલીજી, વાધે મુજ મન પ્રીત;
તેલ બિંદુ જેમ વિસ્તરેજી, જલમાંહે ભલી રીત,
સોભાગી જિનસું, લાગો અવિહડ રંગ. ૧

સજ્જન શું જે પ્રીતડીજી, છાની તે ન રખાય;
પરિમલ કસ્તુરી તણોજી, મહી માંહે મહકાય. સો૦ ૨
આંગલીએ નવી મેરૂ ઢંકાયે, છાબડીએ રવિ-તેજ;
અંજલીમાં જેમ ગંગ ન માયે, મુજ મન તેમ પ્રભુ-હેજ. સો. ૩
હુઓ છુપે નહિ અધર અરૂણ જેમ, ખાતાં પાન સુરંગ;
પીવત ભરભર પ્રભુ-ગુણ પ્યાલા, તેમ મુજ પ્રેમ અભંગ. સો. ૪
ઢાંકી ઇક્ષુ પરાલ શું જી, ન રહે લહે વિસ્તાર;
વાચક યશ કહે પ્રભુ તણોજી, તેમ મુજ પ્રેમ પ્રકાર. સો. ૫

---

## ( ૬ ) શ્રી પદ્મપ્રભ જિન સ્તવન.

(સહજ સલુણા હો સાધુજી એ દેશી.)

પદ્મપ્રભ જિન જઇ અલગા રહ્યા, જિહાંથી નાવે લેખોજી;
કાગલ ને મસી તિહાં નવી સંપજે, ન ચલે વાંટ વિશેષોજી.
સુગુણ સનેહા ! રે કહિય ન વીસરો. ૧
ઈહાંથી તિહાં જઈ કોઇ આવે નહિ, જેહ કહે સંદેશોજી;
જેહનું મલવું દોહિલું તેહસું, નેહ તે આપે કિલેશોજી. સુ. ૨
વીતરાગશું રાગ તે એક પખો, કીજે કવણ પ્રકારોજી;
ઘોડો દોડે રે સાહેબ [1]વાજમાં, મન નાણે અસવારોજી. સુ. ૩
સાચી ભક્તિ રે ભાવન રસ કહ્યો, રસ હોય તિહાં દોય રીઝેજી.
હોડાહોડેરે બીહું રસ રીઝથી, મનનાં મનોરથ સીઝેજી. સુ. ૪
પણ ગુણવંતારે ગોઠે ગાજિયેં, મહોટા તે વિશ્રામજી;
વાચક જશ કહે એહજ આશરે, સુખ લહું ઠામોઠામજી સુ. ૫

---

૧. પાઠાંતર-કાજમાં

# (૭) શ્રી સુપાર્શ્વ જિન સ્તવન.

( લાચ્છલ દે માત મલાર, એ દેશી. )

શ્રી સુપાર્શ્વ જિનરાજ; તું ત્રિભુવન-શિરતાજ;
આજ હો છાજે રે, ઠકુરાઈ પ્રભુ ! તુજ પદ તણી જી. ૧
દિવ્યધ્વનિ સુરફૂલ, ચામર છત્ર અમૂલ;
આજ હો રાજે રે, ભામંડલ ગાજે દુંદુભિજી. ૨
અતિશય સહજના ચાર, કર્મ-ખપ્યાથી ઇગ્યાર;
આજ હો કીધારે, ઓગણીશે સુરગણ ભાસુરેજી. ૩
વાણી-ગુણ પાંત્રીશ, પ્રતિહારજ જગદીશ;
આજ હો રાજે રે, દીવાજે છાજે આઠસું જી. ૪
*સિંહાસન અશોક, માહે બેઠા લોક;
આજ હો સ્વામી રે શિવગામી વાચક યશ થુણ્યોજી. ૫

---

* આ સ્તવનની છેલ્લી ત્રણ ગાથા આ પ્રમાણે હોવી સંભવિત છે કારણ કે પ્રતિહાર્યનો ક્રમ બરોબર જળવાય છે.

*સિંહાસન અશોક, બેઠા[1] મોહે લોક;
આજ હો રાજે રે, દીવાજે છાજે આઠસુંજી. ૩
અતિશય સહજ ના ચાર, કર્મ ખપ્યાથી ઇગ્યાર;
આજ હો કીધારે, ઉગણીશે સુરગુણ ભાસુરેજી. ૪
વાણી ગુણ પાંત્રીશ, પ્રતિહારજ જગદીશ;
આજ હો સ્વામી રે, શિવગામી વાચક યશે થુણ્યોજી. ૫

૧ પાઠાંતર-માંહે બેઠા.

## ( ૮ ) શ્રી ચંદ્રપ્રભ જિન-સ્તવન.

( ધરણા ઢોલાની દેશી. )

ચંદ્રપ્રભ જિન સાહિબા રે, તુમે છો ચતુર સુજાણ મનનારે માન્યા;
સેવા જાણો દાસની રે, દેશો [1]ફલ નિર્વાણ. મ.
આવો આવો રે ચતુર સુખભોગી, કીજે વાત એકાંતે અભોગી;
ગુણ ગોઠે પ્રગટે પ્રેમ, મનના રે માન્યા. 1
ઓછું અધિકું પણ કહે રે, આસંગાયત જેહ, મ.
આપે ફલ જે અણ કહ્યું રે, ગિરૂઓ સાહેબ તેહ. મ. 2
દીન કહ્યા વિણ દાનથી રે, દાતાની વાધે મામ; મ.
જલ દીયે ચાતક ખીજવીરે, મેઘ હુવો તેણે શ્યામ. મ. 3
પિઉ પિઉ કરી તુમને જપું રે, હું ચાતક તમે મેહ; મ.
એક લહેરમાં દુઃખ હરો રે, વાધે બમણો નેહ મ. 4
મોડું વહેલું આપવું રે, તો શી ઢીલ કરાય ?; મ.
વાચક યશ કહે જગ-ધણી રે, તુમ તૂઠે સુખ થાય. મ. 5

---

## ( ૯ ) શ્રી સુવિધિનાથ જિન-સ્તવન.

( સુણો મેરી સજની રજની ન જાવે એ દેશી. )

લઘુ પણ હું તુમ મન નવી માવું રે, જગ-ગુરૂ તમને દિલમાં લાવું રે;
કિણને એ દીજે શાબાશી રે, કહો શ્રી સુવિધિ જિણંદ ! વિમાસી રે. 1
મુજ મન અણુ માંહિ ભક્તિ છે ઝાઝી રે, તેહ દરીનો તું છે માઝી રે;
યોગી પણ જે વાત ન જાણે રે, તે અચરજ કુણથી હુવો ટાણે રે. 2
અથવા સ્થિરમાં અસ્થિર ન માવે રે, મોટો ગજ દર્પણમાં આવે રે;
જેહને તેજે બુદ્ધિ પ્રકાશી રે, તેહને દીજે એ શાબાશી રે. 3

ઉર્ધ્વ મૂલ તરૂવર અધ શાખા રે, છંદ પુરાણે એવી છે ભાખા
અચરિજવાલે અચરજ દીઠું રે, ભક્તિયે સેવક કારજ સીધું રે
લાડ કરી જે બાલક બોલે રે, માતપિતા મન અમીય તોલે રે;
શ્રી નયવિજયનો શિષ્ય રે, જશ કહે એમ જાણો જગદીશ રે.

---

## (૧૦) શ્રી શીતલ જિન-સ્તવન.

( અલિ અલિ કદિ આવેગે એ દેશી. )

શ્રી શીતલ જિન ભેટિયે, કરી ચોખું ભક્તિયેં ચિત્તહો;
તેહસું કહો છાનું કિશું ?, જેહને સોંપ્યા તન મન વિત્તહો. શ્રી
દાયક નામેં છે ઘણા, પણ તું સાયર તે કૂપહો;
તે બહુ ખજુવા તગ તગે, તું દિનકર તેજ સ્વરૂપહો. શ્રી.
મોટો જાણી આદર્યો, દારિદ્ર ભાંગ્યો જગતાત હો;
તું કરૂણાવંત શિરોમણિ, હું કરૂણા-પાત્ર વિખ્યાત હો. શ્રી.
અંતર્યામી સવી લહો, અમ મનની જે છે વાત હો;
મા આગલ મોશાલનાં, શ્યા વર્ણવવા ? અવદાત હો. શ્રી.
જાણો તો તાણો કિશું ? , સેવા-ફલ દીજે દેવ ! હો;
વાચક યશ કહે ઢીલની, ન ગમે મુજને ટેવ હો. શ્રી. ૧

---

## (૧૧) શ્રી શ્રેયાંસજિન-સ્તવન.

( કર્મ ન છૂટેરે પ્રાણિયા એ દેશી. )

તમે બહુ મિત્રીરે સાહેબા, માહરે તો મન એક;
તુમ વિણ બીજોરે નવિ ગમે, એ મુજ મોટીરે ટેક.
શ્રી શ્રેયાંસ કૃપા કરો. ૧

મન રાખો તમે સવી તણા, પણ કિહાં એક મલી જાઓ;
લલચાવો લખ લોકને, સાથી સહજ ન થાઓ. શ્રી. ૨

રાગ ભરે [લ] જન મન રહો, પણ તિહું કાલ વૈરાગ;
ચિત્ત તુમારારે સમુદ્રનો, કોઇ ન પામે તાગ. શ્રી. ૩
એહવાસું ચિત્ત મેલવ્યું, કેલવ્યું પહેલાં ન કાંઇ;
સેવક નિપટ અબુઝ છે, નિરવહેશો તુમ સાંઇ! શ્રી. ૪
નીરાગી સુ રે કેમ મિલે ?, પણ મળવાનો [1]એકાંત;
વાચક યશ કહે મુજ મિલ્યો, ભક્તિયેં કામણ તંત. શ્રી. ૫

## (૧૨) શ્રી વાસુપૂજ્ય જિન-સ્તવન,

(મોતીડાની દેશી.)

સ્વામિ! તમે કાંઈ કામણ કીધું ?
ચિત્તડું અમારૂં ચોરી લીધું;
સાહેબા વાસુપૂજ્ય જિણંદા,
મોહના વાસુ પૂજ્ય જિણંદા.
અમે પણ તુમસું કામણ કરશું,
ભક્તિયેં ગ્રહી મન ઘરમાં ધરશું. સા. ૧
મન ઘરમાં ધરિયા ઘર-શોભા,
દેખતા નિત રહેશો સ્થિર થોભા;
મન વૈકુંઠ અકુંઠિત ભકતેં,
યોગી ભાંખે અનુભવ યુકતે. સા. ૨
કલેશ વાસિત મન સંસાર,
કલેશ રહિત મન તે ભવપાર;
જો વિશુદ્ધ મન ઘર તુમ આવ્યા,
પ્રભુ! તો અમે નવનિધિ ઋદ્ધિ પાવ્યા. સા. ૩

---

૧ પાઠાંતર-એ તંત=એ નિશ્ચય.

સાત રાજ અલગા જઇ બેઠા,
પણ ભક્તિયેં અમ મનમાં પેઠા;
અલગાને વલગ્યા જે રહેવું,
તે ભાણા ખડ ખડ દુઃખ સહેવું. સા.
૧ધ્યાયક ધ્યેય ધ્યાન ગુણ એકે,
ભેદ છેદ કરશું હવે ટેકે;
ખીર નીર પરે તુમસું મિલશું,
વાચક યશ કહે હેજે હલસું સ

---

## (૧૩) શ્રી વિમલ જિન-સ્તવન.

(તુમ સાથે નહિ બોલું. એ દેશી.)

સેવો ભવિયાં વિમલ જિનેશ્વર, દુલ્લહા સજ્જન-સં
એહવા પ્રભુનું દર્શન લહેવું, તે આલસમાં ગંગાજી.
અવસર પામી આલસ કરશે, તે મુરખમાં પહેલોજી;
ભુખ્યાને જેમ ઘેવર દેતાં, હાથ ન માંડે ગહેલોજી;
ભવ અનંતમાં દર્શન દીઠું. પ્રભુ એહવા દેખાડેજી
વિકટ ગ્રંથિ જે પોલ પોલિયો. કર્મ વિવર ઉઘાડેજી
તત્ત્વ પ્રીતિકર પાણી પાએ. વિમલાલોકે આ.જીજી.
[illegible]
[illegible]
[illegible]
[illegible]
[illegible]
[illegible]

---

## (૧૪) શ્રી અનંતનાથ જિન-સ્તવન.

( સાહેલડીઆં એ દેશી. )

શ્રીઅનંતજિનશું કરીં સાહેલડિયાં, ચોલ મંજીઠનો રંગરે ગુણવેલડિયાં
સાચો રંગ તે ધર્મનો. સા૦ બીજો રંગ પતંગરે; ગુ. ૧
ધર્મ-રંગ જીરણ નહિં સા૦ દેહ તે જીરણ થાય રે. ગુ.
સોનું તે વિણશે નહિં સા૦ ઘાટ ઘડામણ જાયરે. ગુ. ૨
ત્રાંબું જે રસ વેધિયું, સા૦ તે હોય જાત્યું હેમરે. ગુ.
ફરી ત્રાંબું તે નવિ હુવે, સા૦ એવો જગ-ગુરૂ પ્રેમરે. ગુ. ૩
ઉત્તમ ગુણ અનુરાગથી, સા૦ લહિયે ઉત્તમ ઠામરે, ગુ૦
ઉત્તમ નિજ મહિમા વધે, સા૦ દીપે ઉત્તમ ધામ રે ગુ. ૪
ઉદક-બિંદુ સાયર ભળ્યો, સા૦ જેમ હોય અક્ષય અભંગરે. ગુ૦
વાચક યશ કહે પ્રભુ-ગુણે, સા૦ તેમ મુઝ પ્રેમ પ્રસંગરે. ગુ૦ ૫

---

## (૧૫) શ્રી ધર્મનાથ જિન-સ્તવન.

( બોલે બાર ઘણો છે રાજ એ દેશી.)

થાશું પ્રેમ બન્યો છે રાજ, નિરવહશો તો લેખે;
મેં રાગી [1]પ્રભુ ! થે છો નીરાગી અણ જુગતે હોય હાંસી;
એક પખો જે નેહ નિરવહવો, તે માંહિ[2] (કિસી) સાબાશી ? થા. ૧
નીરાગી સેવે કાંઇ હોવે ? ઈમ મનમેં નવી આણું;
ફલે અચેતન પણ જેમ સુરમણિ, તેમ તુમ ભક્તિ પ્રમાણું. થા. ૨
ચંદન શીતલતા ઉપજાવે, અગ્નિ તે શીત મીટાવે;
સેવકના તેમ દુઃખ ગમાવે, પ્રભુ ગુણ પ્રેમ સ્વભાવે ધા૦ ૩

---

૧ કોઇક પ્રતમાં પ્રભુ પદ નથી. ૨ પાઠાંતર-માંકી=( મારી )

વ્યસન ઉદય જલધિ અણુહરે શશિને તેજ સંબંધે;
અણુ સંબંધે કુમુદ અણુહરે, શુદ્ધ સ્વભાવ પ્રબંધે. થા૦ ૪

દેવ અનેરા તુમથી છોટા, થે જગમાં અધિકેરા;
જશ કહે ધર્મ જિનેશ્વર થાસું, દિલ માન્યા હે મેરા. થા. ૫

---

## ( ૧૬ ) શ્રી શાંતિનાથ જિન-સ્તવન.

( શ્રી જયાનંદ કુમાર એ દેશી. )

ધન્ય ! દિન વેલા ધન્ય ! [૧]વલી તેહ,
અચિરાનો નંદન જિન યદિ ભેટસુંજી;
લહીશું રે સુખ દેખી મુખ ચંદ,
વિરહ વ્યથાના દુઃખ સવી મેટસુંજી. ૧

જાણ્યોરે જેણે તુજ ગુણ-લેશ,
બીજોરે રસ તેહને મન નવી ગમેજી;
ચાખ્યોરે જેણે અમી લવલેશ,
બાકસ બુકસ તસ ન રૂચે કિમેજી. ૨

તુજ સમકિતરસ-સ્વાદનો જાણ,
પાપ કુમતને[૨] બહુ દિન સેવિયોજી;
સેવે જો કર્મને યોગે તોહિ,
વાંછે તે સમકિત અમૃત ધુરે લિખ્યુંજી. ૩

તારૂં ધ્યાન તે સમકિત રૂપ,
તેહ જ્ઞાન ને ચારિત્ર તેહ છે જી;
તેહથીરે જાય સઘળાં પાપ,
ધ્યાતા ધ્યેય સ્વરૂપ હોય પછેજી. ૪

---

[illegible]

દેખી રે અદ્ભુત તાહરૂં રૂપ,
અચરિજ ભવિક અરૂપી પદ વરેજી;
તાહરી ગત તું જાણે દેવ,
સ્મરણ ભજન તે વાચક યશ કરેજી. ૫

## (૧૭) શ્રી કુંથુનાથ જિન-સ્તવન.

( સાહેલા હે એ દેશી. )

સાહેલા હે કુંથુ જિનેશ્વર દેવ, રત્ન દીપક અતિ દીપતો હો લાલ;
સાહેલા હે મુજ મનમંદિર માંહે, આવે જો અરિ-દલ છીપ તો હો.૧
સાહેલા હે મિટે તો મોહ અંધાર, અનુભવ તેજે જલહલે હો;
સાહેલા હે ધૂમ કષાયની રેખ, ચરણ ચિત્રામણ નવી ચલે હો. ૨
સાહેલા હે પાત્ર કરે નહિ હેઠ, સુરજ તેજે નવી છુપે હો;
સાહેલા હે સર્વ તેજનું તેજ, પહેલાંથી વાધે પછે હો. ૩
સાહેલા હે જેહ ન [1]મરૂતને ગમ્ય, ચંચળતા જે નવી લહે હો.
સાહેલા હે જેહ સદા છે રમ્ય, પુષ્ટ ગુણે નવી કૃશ રહે હો. ૪
સાહેલા હે પુદ્ગલ તેલ ન ખેપ, જેહ ન શુદ્ધ દશા દહે હો;
સાહેલા હે શ્રીનયવિજય-સુશિષ્ય, વાચકયશ એણિપરે કહે હો. ૫

## (૧૮) શ્રી અરનાથ જિન સ્તવન.

( આસણરા યોગી એ દેશી. )

શ્રીઅરજિન ભવજલનો તારૂ, મુજ મન લાગે વારૂ રે મનમોહન સ્વામી
બાંહે ગ્રહી ભવિજનને તારે, આણે શિવપુર આરે રે. મ૦ ૧
તપ જપ-મોહ મહા તોફાને નાવ ન ચાલે માને રે; મ૦
પણ નવી ભય મુજ હાથોહાથે, તારે તે છે સાથે રે. મ૦ ૨

૧ પા૦ સમીર.

ભકતને સ્વર્ગ સ્વર્ગથી અધિકું,-જ્ઞાનીને ફલ દેઇરે; મ૦
કાયા કષ્ટ વિના ફલ લહિયે, મનમાં ધ્યાનજ ધરિયેરે. મ૦ ૩
જે ઉપાય બહુ વિધની રચના, યોગમાયા તે જાણોરે, મ૦
શુદ્ધ દ્રવ્ય ગુણ પર્યાય-ધ્યાને, શિવ દે પ્રભુ સપરાણોરે. મ૦ ૪
પ્રભુ પાય વલગ્યા તે રહ્યા તાજા, અલગા અંગ ન સાજારે મ૦
વાચક યશ કહે અવર ન ધ્યાઉં; એ પ્રભુના ગુણ ગાઉંરે. મ૦ ૫

---

## (૧૯) શ્રી મલ્લિનાથ જિન સ્તવન.

( નાભિરાયા કે બાગ, એ દેશી. )

તુઝ મુજ રીઝની રીઝ, અટપટ એહ ખરીરી;
લટપટ નાવે કામ, ખટપટ ભાંજ પરીરી. ૧
મલ્લિનાથ ! તુઝ રીઝ, જન રીઝે ન હુયેરી;
દોય રીઝણને ઉપાય, સાહમું કાંઈ ન જુવેરી ? ૨
દુરારાધ્ય છે લોક, સહુને સમ ન શશીરી;
એક દુહવાએ ગાઢ, એક જો બોલે હસીરી. ૩
લોક લોકોત્તર વાત, રીઝ દોઈ જુઇરી;
તાત ચક્ર ધુર પૂજ્ય ?, ચિંતા એહ હુઈરી. ૪
રીઝવવો એક સાંઇ, લોક તે વાત કરેરી;
શ્રી નયવિજય-સુશિષ્ય, એહ જ ચિત્ત ધરેરી. ૫

---

## (૨૦) શ્રી મુનિસુવ્રત જિન સ્તવન.

(પાંડવ પાંચે વાંદતાં, એ દેશી.)

મુનિ સુવ્રત જિન વંદતાં, અતિ ઉલ્લસિત તન મન થાયરે;
વદન અનુપમ નિરખતાં મારા ભવ ભવનાં દુ:ખ જાયરે. મા૦
જગત ગુરૂ જાગતો સુખ કંદરે, સુખકંદ અમંદ આનંદ. જ૦

નિશદિન સૂતાં જાગતાં, હૈયડાથી ન રહે દૂરરે;
જબ ઉપગાર સંભારિયેં, તબ ઉપજે આનંદ પૂરરે. જ૦ ૨
પ્રભુ ઉપગાર ગુણે ભર્યો, મન અવગુણ એક ન સમાયરે;
ગુણ ગુણ-અનુબંધી હુવા, તે તો અક્ષય[1] ભાવ કહાયરે. જ૦ ૩
અક્ષયપદ દીયે પ્રેમ જે, પ્રભુનો તે અનુભવ રૂપરે;
અક્ષર સ્વર ગોચર નહિ, એ તો અકલ અમાય અરૂપરે. જ૦ ૪
અક્ષર થોડા ગુણ ઘણા, સજ્જનના તે ન લખાયરે;
વાચક યશ કહે પ્રેમથી, પણ મનમાંહિ પરખાયરે. જ૦ ૫

## ( ૨૧ ) શ્રી નમિનાથ જિન સ્તવન.

( હું તુમ સાથે નહિ બોલું ઋષભજી. એ દેશી. )

શ્રી નમિ જિનની સેવા કરતાં અલિય વિઘન સવી દૂરે નાશેજી;
અષ્ટ મહાસિદ્ધિ નવનિધિ લીલા, આવે બહુ [2]મકમુર પાસેજી. શ્રી.૧
મયમત્તા આંગણે ગજ ગાજે, રાજે તુખાર ચંગાજી;
બેટા બેટી બંધવ જોડી, લહિયેં બહુ અધિકાર રંગાજી. શ્રી. ૨
વલ્લભસંગમ રંગ લહીજે, અણુવાહલા હોય દૂર સહજેજી;
વાંછા તણો વિલંબ ન હૂએ, કારજ સીઝે ભૂરિ [3]સહજેજી. શ્રી. ૩
ચંદ્ર-કિરણ યશ ઉજ્જ્વલ ઉલ્લસે, સૂર્ય તુલ્ય પ્રતાપે દીપેજી;
જે પ્રભુભક્તિ કરે નિત વિનયે, તે અરિયણ બહુ પ્રતાપી જીપેજી. શ્રી ૪
મંગલ માલા લચ્છી વિશાલા, બાલા બહુલે પ્રેમ રંગેજી;
શ્રી નયવિજય વિબુધ પય સેવક, કહે લહિયેં પ્રેમસુખ અંગેજી. શ્રી.૫

1 અવિચ્છ ભાવવાળા 2 મયૂરનિના પ્રકાર 3 પાઠાંતર—સહેજેજી—હિય

## ( ૨૨ ) શ્રી નેમિનાથ જિન-સ્તવન.

( કાચી કલિ અનારકી રે હાં. એ દેશી. )

તોરણથી રથ ફેરી ગયા રે હાં, પશુડાં-શિર દઇ દોષ, મેરે વાલમા.
નવભવ નેહ નિવારિયો રે હાં, શ્યો જોઇ આવ્યા જોષ ?. મે. ૧
ચંદ્ર કલંકી જેહથી રે હાં, રામને સીતા વિયોગ; મે.
તેહ કુરંગને વયણલેં રે હાં, [1]પતિઆવે કોણ લોગ ? મે. ૨
ઉતારી હું ચિત્તથી રે હાં, મુક્તિ ધૂતારી હેત. મે.
સિદ્ધ અનંતે ભોગવી રે હાં, તેહથી કવણ સંકેત. મે. ૩
પ્રીતિ કરંતાં સોહેલી રે હાં, નિરવહંતાં જંજાલ; મે.
જેહવો વ્યાલ ખેલાવવો રે હાં, જેહવી અગનની જાલ. મે. ૪
જો વિવાહ અવસરે દિયો રે હાં, હાથ ઉપર નવિ હાથ, મે.
દીક્ષા અવસર દીજિયેં રે હાં, શિર ઉપર જગનાથ !. મે. ૫
એમ વિલપતી રાજુલ ગઇ રે હાં, નેમ કને વ્રત લીધ. મે.
વાચક યશ કહે પ્રણમિયેં રે હાં, એ દંપતી દોય સિદ્ધ. મે. ૬

---

## ( ૨૩ ) શ્રી પાર્શ્વનાથ જિન-સ્તવન.

( રાગ મલ્હાર. )

વામાનંદન જિનવર, મુનિવરમાં વડો રે કે મુનિવરમાં વડો;
જિમ સુર માંહે સોહે, સુરપતિ પરવડો રે કે; સુ૦
જિમ ગિરિ માંહે સુરાચલ, મૃગ માંહે કેશરી રે કે; મૃ૦
જિમ ચંદન તરૂ માંહે, સુભટ માંહે [2]મુર-અરિ રે કે, સુ૦ ૧

---

૧ વિશ્વાસ. ૨ મુરારિ=કૃષ્ણ.

નદી માંહિ જેમ ગંગ, અનંગ સ્વરૂપમાં રે કે; અ૦
ફૂલ માંહે અરવિંદ, ભરતપતિ ભૂપમાં રે કે; ભ૦
એરાવણ ગજ માંહિ, ગરૂડ ખગમાં યથા રે કે; ગ૦
તેજવંત માંહિ ભાણ, વખાણમાં જિન-કથા રે કે; વ૦ ૨
મંત્ર માંહે નવકાર, રતન માંહિ સુર મણિ રે કે; ર૦
સાગર માંહે સ્વયંભૂ,-રમણ શિરોમણિ રે કે; ર૦
શુક્લ ધ્યાન જિમ ધ્યાનમાં, અતિ નિર્મલપણે રે કે; અ૦
શ્રી નયવિજય વિબુધપય,-સેવક ઇમ ભણે રે કે, સે૦

---

## (૨૪) શ્રી મહાવીર જિન-સ્તવન.

( શ્રી જયાનંદજી સાંભળો એ—દેશી. )

ગિરવારે ગુણ તુમતણા, શ્રી વર્દ્ધમાન જિનરાયા રે;
સુણતાં શ્રવણે અમી ઝરે, માંરી નિર્મલ થાયે કાયા રે. ગિ૦ ૧
તુમ ગુણ ગણ ગંગાજલે, હું ઝીલી નિર્મલ થાઉં રે;
અવર ન ધંધો આદરૂં, નિશદિન તોરા ગુણ ગાઉં રે. ગિ૦ ૨
ઝીલ્યા જે ગંગાજલે, તે છિલ્લર જલ કેમ પેસે ? રે;
માલતી ફૂલે મોહિયા, તે બાવળેં જઇ નવી બેસે રે. ગિ૦ ૩
એમ અમે તુજ ગુણ ગોઠસું, રંગે રાચ્યા ને વલી માચ્યા રે;
તે કેમ પર સુર આદરે ?, જે પરનારી વશ રાચ્યા રે. ગિ૦ ૪
તું ગતિ તું મતિ આશરો, તું આલંબન મુજ પ્યારો રે;
વાચક જશ કહે માહરે, તું જીવ-જીવન આધારો રે. ગિ૦ ૫

શ્રીમાન્ મહોપાધ્યાય શ્રી યશોવિજયજી કૃત

# સમકિત સડસઠી.

( પ્રસ્તાવના–દોહરા. )

સુકૃત વલ્લિ કાદંબિની, સમરી સરસ્વતી માત;
સમકિત સડશઠ બોલની, કહિશું મધુરી વાત. ૧

સમકિત–દાયક ગુરૂ તણો, [૧]પચ્ચુવયાર ન થાય;
ભવકોડા કોડે કરી, કરતાં સર્વ ઉપાય. ૨

દાનાદિક કિરિયા ન દે, સમકિત વિણુ શિવ–શર્મ;
તે માટે સમકિત વડું, જાણો પ્રવચન–મર્મ. ૩

દર્શનમોહ–વિનાશથી, જે નિર્મલ ગુણ ઠાણ;
તે નિશ્ચય સમકિત કહ્યું, તેહના એ અહિઠાણ. ૪

---

## સમકિતના ૬૭ બોલ.

ઢાલ ૧ લી. ( દેઇ દેઇ દરિસણ આપણું એ દેશી. )

[૪]ચઉ સદ્દહણા [૩]તિલિંગ છે, [૧૦]દશ વિધ વિનય વિચારો રે;
[૩]ત્રણ શુદ્ધિ [૫]પણ દૂષણ, [૮]આઠ પ્રભાવિક ધારો રે.

( ત્રુટક )

પ્રભાવક અડ [૫]પંચ ભૂષણ, [૫]પંચ લક્ષણ જાણિયે;
[૬]ષટ્ જયણા [૬]ષટ્ આગાર ભાવના, છવ્વિહા મન આણિયે.
[૬]ષટ્ ઠાણ સમકિત તણા, સડશઠ ભેદ એ ઉદાર એ;
એહનો તત્ત્વ વિચાર કરતાં, લહીજે ભવ–પાર એ. ૧

---

૧ પ્રત્યુપકાર–ઉપકારનો બદલો.

## ( ચાર સદ્દહણા )

ચઉવિહ સદ્દહણા [1]તિહાં, જીવાદિક પરમત્થો રે;
પ્રવચન માંહિ જે ભાંખિયા, લીજે તેનો અત્થોરે.

( ત્રુટક )

તેહનો અર્થ [2]વિચાર કરીએ, એ પ્રથમ સદ્દહણા ખરી,
બીજી સદ્દહણા તેહના જે, જાણ મુનિ ગુણ જવહરી.
સંવેગ રંગ તરંગ ઝીલે, માર્ગ શુદ્ધ કહે બુધા;
તેહની સેવા કીજિયે જિમ, પીજીએ સમતા સુધા. ૨
સમકિત જેણે ગ્રહી વમ્યું, નિન્હવને અહ [ હા ? ] છંદારે;
પાશત્થા ને કુશીલિયા, વેષ-વિડંબક મંદા રે.

( ત્રુટક )

મંદા અનાણી દૂર છંડો, ત્રીજી સદ્દહણા ગ્રહી;
પર દર્શનીનો સંગ તજિયે, ચોથી સદ્દહણા કહી.
હીણાતણો જે સંગ ન તજે, તેહનો ગુણ નવિ રહે;
જ્યું જલધિ જળમાં ભળ્યું ગંગા,-નીર લૂણપણું લહે. ૩

## ( ત્રણ લિંગ. )

ઢાલ ૨ જી. ( કપૂર હોવે અતિ ઉજળો રે—એ દેશી. )

ત્રણ લિંગ સમકિત તણારે, [3]પહેલો શ્રુત-અભિલાષ;
જેહથી શ્રોતા રસ લહેરે, જેહવો સાકર દ્રાખ રે.
પ્રાણી ધરીએ સમકિત રંગ, જેમ લહિયે સુખ અભંગરે. પ્રા૦ ૧
તરૂણ સુખી સ્ત્રીપરવર્યોરે, ચતુર સુણે સુર-ગીત;
તેહથી રાગે અતિ ઘણોરે, ધર્મ સુણ્યાની રીત રે. પ્રા૦ ૨

---

૧ પાઠાંતર-જિહાં. ૨ વિચારીએ. ૩ પાઠાંતર-પહેલું.

ભૂખ્યો અટવી ઉતર્યો રે, જિમ દ્વિજ ઘેવર ચંગ;
ઇચ્છે તિમ જે ધર્મને રે, એહિજ બીજું લિંગ રે  પ્રા૦ ૩
વૈયાવચ્ચ ગુરૂદેવનું રે, ત્રીજું લિંગ ઉદાર;
વિદ્યાસાધક તણી પરે રે, આલસ નવિય લગાર રે.  પ્રા૦ ૪

---

## ( દશ પ્રકારનો વિનય. )

ઢાલ ૩ જી. ( પ્રથમ ગોવાલણુ તણે ભવેજી—એ દેશી. )

અરિહંત તે જિન વિચરતાજી, કર્મ ખપી હુઆ સિદ્ધ;
ચેઇય જિન પડિમા કહીજી, સૂત્ર સિદ્ધાંત પ્રસિદ્ધ.
ચતુરનર ! સમજો વિનય–પ્રકાર, જેમ લહિયે સમકિત–સાર. ચ૦૧
ધર્મ ક્ષમાદિક ભાંખિયોજી, સાધુ તેહના રે ગેહ;
આચાર્ય આચારનાજી, દાયક નાયક જેહ.  ચ૦ ૨
ઉપાધ્યાય તે શિષ્યનેજી, સૂત્ર ભણાવણહાર;
પ્રવચન સંઘ વખાણિયેજી, દર્શન સમકિત સાર.  ચ૦ ૩
ભક્તિ બાહ્ય પ્રતિપત્તિથીજી, હૃદય પ્રેમ બહુમાન;
ગુણ–સ્તુતિ અવગુણ–ઢાંકવાજી, આશાતનની હાણ.  ચ૦ ૪
પાંચ ભેદે એ દશતણોજી, વિનય કરે અનુકૂલ;
સીંચે તેહ સુધારસેજી, ધર્મ વૃક્ષનું મૂલ.  ચ૦ ૫

## ( ત્રણ શુદ્ધિ. )

ઢાલ ૪ થી. ( ધોબીડા તું ધોજે મનનું ધોતીઉં રે—એ દેશી. )

ત્રણ શુદ્ધિ સમકિત તણીરે, તિહાં પહેલી મનશુદ્ધિ રે,
શ્રી જિનને જિન–મત વિનારે, જૂઠ સકલ એ બુદ્ધિ રે.
ચતુર ! વિચારો ચિત્તમાં રે. ૧

જિન-ભક્તિએ જે નવી થયું રે, તે બીજાથી નવિ થાય રે;
એવું જે મુખે ભાંખિયેરે, તે વચન શુદ્ધિ કહેવાય રે. ચ૦ ૨
છેદ્યો ભેદ્યો વેદના રે, જે સહતો અનેક પ્રકાર રે;
જિનવિણુ પરસુર નવિનમે રે, તેહની કાયા શુદ્ધિ ઉદાર રે. ચ૦ ૩

---

## ( પાંચ દૂષણ. )

ઢાલ ૫ મી. ( મુનિ જનમારગની—એ દેશી. )

સમકિત દૂષણ પરિહરો, જેહમાં પહેલી છે શંકા રે;
તે જિન-વચનમાં મત કરો, જેહને સમ નૃપ રંકા રે. સ૦ ૧
કંખા કુમતની વાંછના, બીજું દૂષણ તજિયે રે;
પામી સુરતરુ પરગડો, કેમ બાવલ ભજિયે ? રે. સ૦ ૨
સંશય ધર્મના ફલ તણો, વિતિગિચ્છા નામે રે;
ત્રીજું દૂષણ પરિહરો, નિજ શુભ પરિણામે રે. ચ૦ ૩
મિથ્યામતિ-ગુણ વર્ણના, ટાલો ચોથો દોષ રે;
[1]ઉન્માર્ગી-ગુણતાં હુવે, ઉન્માર્ગનો પોષ રે. ચ૦ ૪
પાંચમો દોષ મિથ્યામતિ,-પરિચય નવિ કીજે રે;
એમ શુભમતિ અરવિંદની, ભલી વાસના લીજે રે. ચ૦ ૫

---

## ( આઠ પ્રભાવક. )

ઢાલ ૬ ઠી. ( બોબિડા હંસા રે વિષયન રાચિયે—એ દેશી. )

આઠ પ્રભાવક પ્રવચનના કહ્યા, પાવયણી ધુરિ જાણ;
વર્તમાન શ્રુતના જે અર્થનો, પાર લહે ગુણ ખાણ.
ધન્ય ! ધન્ય ! શાસન મંડન મુનિવરા. ૧

---

૧ પાઠાંતર-ઉન્માર્ગી [illegible]

ધર્મકથી તે બીજો જાણિયે, નંદિષેણ પરે જેહ;
નિજ ઉપદેશે રે રંજે લોકને, ભંજે હૃદય-સંદેહ. ધન્ય૦ ૨
વાદી ત્રીજો રે તર્ક નિપુણ ભણ્યો, મલ્લવાદી પરે જેહ;
રાજદ્વારે રે જય કમલા વરે, ગાજંતો જેમ મેહ. ધન્ય૦ ૩
ભદ્રબાહુ પરે જેહ નિમિત્ત કહે, પરમત-જીપણ કાજ;
તેહ નિમિત્તી રે ચોથો જાણિયે, શ્રી જિનશાસનરાજ. ધન્ય૦ ૪
તપગુણ [1]ઉપર રોપે ધર્મને, ગોપે નવિ જિન-આણ;
આશ્રવ લોપે રે નવિ કોપે કદા, પંચમ તપસ્રી રે જાણ. ધન્ય૦ ૫
છઠ્ઠો વિદ્યા રે મંત્રતણો બલી, જિમ શ્રી વયર મુણિંદ;
સિદ્ધ સાતમો રે અંજનયોગથી, જિમ કાલિક મુનિ ચંદ, ધન્ય૦ ૬
કાવ્ય સુધારસ મધુર અર્થ ભર્યા, ધર્મ-હેતુ કરે જેહ;
સિદ્ધસેન પરે નરપતિ-રીઝવે, અટ્ઠમ વર કવિ તેહ. ધન્ય૦ ૭
જબ નવિ હોવે પ્રભાવક એહવા, તબ વિધિ પૂર્વ અનેક;
જાત્રા પૂજાદિક કરણી કરે, તેહ પ્રભાવક છેક. ધન્ય૦ ૮

---

## ( પાંચ ભૂષણ. )

ઢાલ ૭ મી, ( સતી સુભદ્રાની—એ દેશી. )

સોહે સમકિત જેહથી, સખિ ! જિમ આભરણે દેહ રે;
ભૂષણ પાંચ તે મન વસ્યાં, સખિ ! તેમાં નહિ સંદેહ રે.
મુજ સમકિત-રંગ અચલ હોજો. ૧

પહેલું કુશલપણું તિહાં, સખિ ! વંદન ને પચ્ચખ્ખાણ રે;
ક્રિયાનો વિધિ અતિઘણો, સખિ ! આચરે તેહ સુજાણ રે. મુ૦ ૨
બીજું તીર્થ-સેવના, સખિ ! તીર્થ તારે જેહ રે;
તે ગીતાર્થ મુનિવરા, સખિ ! તેહસું કીજે નેહ રે. મુ૦ ૩

---

૧ પાઠાંતર—તપગુણ ઓપે. એ અધિકતરનો પાઠ છે.

ભક્તિ કરે ગુરૂ દેવની, સખિ ! ત્રીજું ભૂષણ હોય રે;
કિણહિં ચલાવ્યો નવિ ચલે, સખિ ! ચોથું ભૂષણ જોય રે. સુ૦ ૪
જિનશાસન-અનુમોદના, સખિ ! જેથી બહુ જન હુંત રે;
કીજે તેહ પ્રભાવના, સખિ ! પંચ [1]ભૂષણની ખંત રે. સુ૦ ૫

(પાંચ લક્ષણ.)

ઢાલ ૮ મી, (દેશી રસિયાની.)

લક્ષણ પાંચ કહ્યા સમકિતતણા, ધુર ઉપશમ અનુકૂળ સુગુણ નર;
અપરાધી શું (પણ) નવિ ચિત્ત થકી, ચિંતવિયે પ્રતિકૂલ. સુ૦
શ્રી જિનભાષિત વચન વિચારિયે. ૧
સુરનર-સુખ જે દુઃખ કરી લેખવે, વંછે શિવ-સુખ એક; સુ૦
બીજું લક્ષણ તે અંગી કરે, સાર સંવેગસ્યું ટેક. સુ૦ ૨
નારક ચારક સમ ભવ ઉભગ્યો, તારક જાણીને ધર્મ; સુ૦
ચાહે નિકલવું નિર્વેદ તે, ત્રીજું લક્ષણ મર્મ; સુ૦ ૩
દ્રવ્ય થકી દુઃખિયાની જે દયા, ધર્મહીણાની ભાવ; સુ૦
ચોથું લક્ષણ અનુકંપા [2]કહ્યું, નિજશક્તિએ મન લાવ. સુ૦ ૪
જે જિન ભાખ્યું તે નહિ અન્યથા, એહવો જે દઢ રંગ; સુ૦
તે આસ્તિકતા લક્ષણ પાંચમું, કરે કુમતિનો એ ભંગ. સુ૦ ૫

છ યતના.

ઢાલ ૯મી (જિન જિન પ્રતિવંદન દિસે—એ દેશી.)

પર તીર્થી પરના સુર તેણે, ચૈત્ય ગ્રહ્યા વલી જેહ;
વંદન પ્રમુખ તિહાં નવિ કરવું, તે જયણા ષટ્ ભેયરે.
ભવિકા ! સમકિત-યતના કીજે. ૧

૧ પાઠાંતર-પાંચમું ભૂષણ ખંત. ૨ પાઠાંતર કહી.

વંદન તે કર [1]જોડન કહિયે, નમન તે શીશ નમાડે;
દાન ઇષ્ટ અન્નાદિક દેવું, ગૌરવ ભક્તિ દેખાડે રે. ભ૦ ૨
અનુપ્રદાન તે તેહુને કહિયે, વારંવાર જે દાન;
દોષકુપાત્રે પાત્ર-મતિયે, નહિં અનુકંપા માન રે. ભ૦ ૩
અણુ બોલાવે જેહ ભાંખવું,[2] તે કહિયે આલાપ;
વારંવાર આલાપ જે કરવો, તે કહિયે[3] સંલાપરે. ભ. ૪
એ જયણાથી સમકિત દીપે, વલી દીપે વ્યવહાર;
એમાં પણ કારણથી જયણા, તેનાં અનેક પ્રકારરે. ભ. ૫

---

## ( છ આગાર. )

### ઢાલ ૧૦ મી. ( દેશી લલનાની. )

શુદ્ધ ધર્મથી નવિ ચલે, અતિદૃઢ ગુણ-આધાર, લલના;
તો પણ જે નવી એહવા, તેહને એ આગાર. લલના. ૧
બોલ્યું તેહવું પાલિયે, દંતી-દંત સમ બોલ; લલના.
સજ્જનના દુર્જન તણા, કચ્છપ કોટીને તોલ. લલના. ૨
રાજા નગરાદિક ધણી, તસ શાસન અભિયોગ; લલના.
તેહથી કાર્તિકની પરે, નહિ મિથ્યાત્વ-સંયોગ. લલના. ૩
મેલો જનનો ગણ કહ્યો, બલ ચોરાદિક જાણ; લલના.
ક્ષેત્રપાલાદિક દેવતા, તાતાદિક ગુરૂ-ઠાણ. લલના. ૪
વૃત્તિ દુર્લભ આજીવિકા, જે ભીષણ કાંતાર; લલના.
તે હેતુએ દૂષણ નહિ, કરતાં અન્ય આચાર. લલના. ૫

---

૧ કરયોજન. ૨ પાઠાંતર-બોલવું. ૩ તે જાણો.

## છ ભાવના.

ઢાલ ૧૧ મી. ( રાગ મલ્હાર. )

ભાવિજે રે સમકિત જેહથી રૂયડું,
તે ભાવનારે ભાવો મન કરી પરવડું;
જો સમકિતરે તાજુ સાજું મૂલરે,
તો વ્રતતરૂરે દિયે શિવફલ અનુકુલ રે.

( ત્રુટક )

અનુકુલ મુલ રસાલ સમકિત, તેહ વિણુ મતિ અંધ એ,
જે કરે કિરિયા ગર્વ ભરિયા, તેહ જુઠો ધંધ એ.
એ પ્રથમ ભાવના ગુણે રૂડી, સુણો બીજી ભાવના;
બારણું સમકિત ધર્મ–પુરનું, એહવી તે પાવના. ૧

ત્રીજી ભાવનારે સમકિત પીઠજો દ્રઢ સહી,
તો મોટોરે ધર્મ પ્રાસાદ ડગે નહિં;
પાયે ખોટેરે મોટો મંડાણુ ન શોભિયે,
તેણે કારણુ રે સમકિતસું ચિંત થોભિયે. ૧

( ત્રુટક )

થોભિયે ચિત્ત નિત એમ ભાવી, ચોથી ભાવના ભાવિયે;
સમકિત નિધાન સમસ્ત ગુણનું એહવું મન લાવિયે,
તે વિણુ છુટા રત્ન સરિખા, મૂલ ઉત્તર ગુણ સવે;
કિમ રહે તાકે જેહ હરવા, ચોર જોર ભવે ભવે. ૨

ભાવો પંચમી રે ભાવના સમ દમ સાર રે
પૃથવી પરેરે સમકિત તસ આધાર રે.
છઠ્ઠી ભાવનારે સમકિત ભાજન જો મિલે,
શ્રુત શીલનોરે તો રસ તેહમાંથી નવી ઢલે.

( ત્રુટક )

નવિ ઢલે સમકિત ભાવના રસ, અમિય સમ સંવર તણો;
ષટ્ ભાવના એ કહી એહમાં, કરો આદર અતિ ઘણો;
એમ ભાવતાં પરમાર્થ જલનિધિ. હોય નિત્ય ઝકઝોલએ;
ધન પવન પુણ્ય પ્રમાણ પ્રગટે, ચિદાનંદ કલ્લોલ એ. ૩

---

## છ સ્થાનક.

ઠરે જિહાં સમકિત તે સ્થાનક. તેહના ષટ્વિધ કહિયે રે;
ત્યાં પહેલું સ્થાનક છે ચેતન, લક્ષણ આતમ લહિયે રે.
ક્ષીર નીરપરે પુદ્ગલ મિશ્રિત, પણ એહથી છે અલગો રે;
અનુભવ હંસ-ચંચુ જો લાગે, તો નવિ દીસે વલગો રે. ઠ૦ ૧

બીજું સ્થાનક નિત્ય આતમા, જે અનુભૂત-સંભારે રે;
બાલકને સ્તન્યપાન-વાસના, પૂરવ ભવ-અનુસારે રે.
દેવ મનુજ નરકાદિક તેહના, છે અનિત્ય પર્યાય રે;
દ્રવ્ય થકી અવિચલિત અખંડિત, નિજગુણ આતમરાયરે. ઠ૦ ૨

ત્રીજું સ્થાનક ચેતન કર્ત્તા, કર્મ તણે છે યોગે રે;
કુંભકાર જિમ કુંભ તણો [1]જે, દંડાદિક-સંયોગે રે.
નિશ્ચયથી નિજગુણનો કર્ત્તા, અનુપચરિત વ્યવહારે રે;
દ્રવ્ય કર્મનો નગરાદિકનો, તે ઉપચાર પ્રકારે રે. ઠ૦ ૩

ચોથું સ્થાનક ચેતન ભોક્તા, પુન્ય પાપ-ફલ કેરો રે;
વ્યવહારે નિશ્ચય નય દ્દષ્ટે, ભુંજે નિજ ગુણ નેરો રે.
પાંચમું સ્થાનક છે[2] પરમ પદ, અચલ અનંત સુખ-વાસો રે;
આધિ વ્યાધિ તન મનથી લહિયે, તસ અભાવે સુખ ખાસોરે. ઠ.૪

---

૧ પાઠાંતર-જગ. ૨ પાઠાંતર-અછે.

છઠ્ઠું સ્થાનક મોક્ષતણું છે, સંયમ જ્ઞાન ઉપાયો રે;
જો સહજે લહિયે તો સઘલે, કારણ નિષ્ફલ થાયો રે.
કહે જ્ઞાન નય જ્ઞાન જે સાચું, તે વિણુ જૂઠી કિરિયા રે;
ન લહે રૂપું રૂપું જાણી, શીપ ભણી જે ફરિયા રે. ઢ૦ ૫

કહે ક્રિયાનય કિરિયા વિણુ જે, જ્ઞાન તેહ શું કરશે ? રે;
જલ પેસી કર પદ ન હલાવે, તારૂ તે કિમ તરશે ? રે.
દૂષણ ભૂષણ છે ઇહાં [2]બહુલા, નય એકેકને વાદે રે;
સિદ્ધાંતી તે બેઉ [3]નય સાધે, જ્ઞાનવંત અપ્રમાદે રે. ઢ૦ ૬

એણીપરે સડશઠ બોલ વિચારી, જે સમકિત આરાહે રે;
રાગ દ્વેષ-ટાલી મન-વાલી, તે સમ સુખ અવગાહે રે.
જેહનું મન સમકિતમાં નિશ્ચલ, કોઇ નહિં તસ તોલે રે;
શ્રી નયવિજય વિબુધપય-સેવક, વાચકયશ એમ બોલે રે. ઢ૦૭

મહોપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજકૃત

# સવાસો ગાથાનું શ્રી મંદિર સ્વામીનું સ્તવન.

ઢાલ ૧ લી (એક દિન દાસી દોડતી.—એ દેશી.)

સ્વામિ ! સીમંધર વીનતી, સાંભલો માહરી દેવ ! રે,
તાહરી આણ હું શિર ધરૂં, આદરૂં તાહરી સેવ રે.—સ્વા. ૧.
કુગુરૂની વાસના પાશમાં, હરિણ પરે જે પડયા લોકરે,
તેહને શરણ તુજ વિણ નહિં, ટળવળે બાપડા ફોકરે.-સ્વા. ૨
જ્ઞાન દર્શન ચરણ ગુણ વિના, જે કરાવે કુલાચારરે;
લૂંટે તેણે જગ દેખતાં, કિહાં કરે ? લોક પોકારરે—સ્વા. ૩
જેહ નવિ ભવ તર્યા નિર્ગુણી, તારશે કેણી પરે તેહરે;
એમ અજાણ્યા પડે ફંદમાં, પાપ-બંધે રહ્યા તેહરે—સ્વા. ૪
કામ કુંભાદિક(થી) [1]અધિક છે, ધર્મનું કો નવિ મૂલરે;
દોકડે કુગુરૂ તે દાખવે !, શું થયું ? એ જગ શૂલરે—સ્વા. ૫
અર્થની દેશના જે દીએ, ઓલવે ધર્મના ગ્રંથરે;
પરમ પદના પ્રગટ ચોરટા, તેહથી કેમ વહે ? પંથરે—સ્વા. ૬
વિષય રસમાં ગૃહી માચિયા, નાચિયા કુગુરૂ-પદ પૂરરે;
[2]ધુમધામે ધમાધમ ચલી, જ્ઞાન-માર્ગ રહ્યો દૂરરે.—સ્વા. ૭
કલહકારી કદાગ્રહ ભર્યા, થાપતા આપણા બોલરે;
જિન વચન અન્યથા દાખવે, આજતો વાજતે ઢોલરે.—સ્વા. ૮
કેઇ નિજ દોષને ગોપવા, રોપવા કેઇ મતકંદરે;
ધર્મની દેશના પાલટે, સત્ય ભાંખે નહિં મંદરે.—સ્વા. ૯

---

૧ પાઠાંતર—અધિકનું. ૨ પા૦ ધામધૂમે.

બહુ મુખે બોલ એમ સાંભલી, નવિ ધરે લોક વિશ્વાસરે;
ઢૂંઢતાં ધર્મને તે થયા, ભ્રમર જેમ કમલની વાસરે.—સ્વા. ૧૦

ઢાલ ૨ જી ( બોલીડા હંસારે વિષય ન રાચિયે.—એ દેશી. )

એમ ઢૂંઢતાં રે ધર્મ સોહામણો, મિલિયો સદ્‌ગુરૂ એક;
[૧]તેહને સાચોરે માર્ગ દાખિયો, આણી હૃદય વિવેકઃ—
શ્રી સીમંધર સાહેબ ! સાંભલો. ૧

પર ઘર જોતાંરે ધર્મ તમે ફરો, નિજ ઘરે ન લહોરે ધર્મ;
જેમ નવિ જાણેરે મૃગ કસ્તુરીઓ, મૃગમદ–પરિમલ મર્મ.—શ્રી ૨

જેમ તે ભુલોરે મૃગ દિશિ દિશિ ફરે, લેવા મૃગમદ–ગંધ;
તેમ જગ ઢૂંઢેરે બાહિર ધર્મને, મિથ્યા દષ્ટિરે અંધ. શ્રી. ૩

જાતિ અંધનો રે દોષ ન આકરો, જે નવિ દેખે રે અર્થ;
મિથ્યા દષ્ટિરે તેથી આકરો, માને અર્થ–અનર્થ. શ્રી. ૪

આપ પ્રશંસેરે પરગુણ ઓલવે, ન ધરે ગુણનો રે લેશ;
તે જિન–વાણીરે નવિ શ્રવણે સુણે, દિયે મિથ્યા ઉપદેશ. શ્રી ૫

જ્ઞાન પ્રકાશે રે મોહ તિમિર હણે, જેહને સદ્‌ગુરૂ સુર;
તે નિજ દેખેરે સત્તા ધર્મની, ચિદાનંદ ભરપૂર. શ્રી. ૬

જેમ નિર્મલતા રે રત્ન સ્ફટિક તણી, તેમ જે જીવ સ્વભાવ;
તે જિનવીરે રે ધર્મ પ્રકાશિયો, પ્રબલ કષાય–અભાવ. શ્રી. ૭

જેમ તે રાતે રે ફૂલે રાતડું, શ્યામ ફૂલથી રે શ્યામ;
પાપ પુણ્યથી રે તેમ જગ જીવને, રાગ દ્વેષ પરિણામ. શ્રી. ૮

ધર્મ ન કહિયેં નિશ્ચય તેહને, જે વિભાવ વડ વ્યાધિ;
પહેલે અંગેરે એણીપરે ભાંખિયું, કર્મે હોય ઉપાધિ. શ્રી. ૯

૧ પાઠાંતર–તેણે.

જે જે અંશે નિરૂપાધિકપણું, તે તે જાણોરે ધર્મ;
સમ્યગ્ દૃષ્ટિરે ગુણઠાણા થકી, જાવ લહે શિવ-શર્મ. શ્રી. ૧૦
એમ જાણીનેરે જ્ઞાન-દશા ભજી, રહીએં આપ સ્વરૂપ;
પર પરિણતિથી રે ધર્મ ન છાંડિયેં, નવિ પડિયેં ભવકૂપ. શ્રી. ૧૧

---

ઢાલ ૩ જી. ( કહે રાણી પદ્માવતી—એ દેશી. )

જિહાં લગે આતમ ધર્મનું, લક્ષણ નવિ જાણ્યું;
તિહાં લગે ગુણઠાણું ભલું, કેમ આવે તાણ્યું ?
આતમ-તત્વ વિચારીયે. આ. ૧

આતમ-અજ્ઞાને કરી; જે ભવ દુઃખ લહીએ
આતમ-જ્ઞાને તે ટલે, એમ મન સદ્દહીએ. આ. ૨

જ્ઞાન દશા જે આકરી, તેહ ચરણ વિચારો;
નિર્વિકલ્પ ઉપયોગમાં, નહીં કર્મનો ચારો. આ. ૩

ભગવઇ અંગે ભાંખિયો, સામાયિક-અર્થ;
સામાયિક પણ આતમા, ધરો સૂધો અર્થ. આ. ૪

લોક સાર અધ્યયનમાં, સમકિત મુનિ ભાવે,
મુનિભાવજ સમકિત કહ્યું, નિજ શુદ્ધ સ્વભાવે. આ. ૫

કષ્ટ કરો સંયમ ધરો, ગાળો નિજ દેહ;
જ્ઞાનદશા વિણ જીવને, નહીં દુઃખનો છેહ. આ. ૬

બાહિર યતના બાપડા, કરતાં દુહવાય;
અંતર યતના જ્ઞાનની, નવી તેણે થાય. આ. ૭

રાગ-દ્વેષમલ ગાલવા, ઉપશમ રસ ઝીલો;
આતમ-પરિણતિ આદરી, પર પરિણતિ પીલો. આ. ૮

હું એહનો એ માહરો, એ હું એણિ બુદ્ધિ;
ચેતન જડતા અનુભવે, ન વિમાસો શુદ્ધિ. આ. ૯

બાહિર દૃષ્ટિ દેખતાં, બાહિર મન ધાવે;
અંતર દૃષ્ટિ દેખતાં, અક્ષયપદ-પાવે. આ૦ ૧૦
ચરણ હોય લજ્જાદિકે, નવી મનને ભંગે;
ત્રીજે અધ્યયને કહ્યું, એમ પહેલે અંગે. આ૦ ૧૧
અધ્યાતમ વિણુ જે ક્રિયા, તે તનુ-મલ તોલે;
મમકારાદિક યોગથી, એમ જ્ઞાની બોલે. આ૦ ૧૨
હું કરતા પરભાવનો, એમ જેમ જેમ જાણે;
તેમ તેમ અજ્ઞાની પડે, નિજ કર્મને ઘાણે. આ૦ ૧૩
પુદ્ગલ કર્માદિક તણો, કરતા વ્યવહારે;
કર્ત્તા ચેતન કરમનો, નિશ્ચય સુવિચારે. આ૦ ૧૪
કર્ત્તા શુદ્ધ સ્વભાવનો, નયશુધ્ધે કહીએ;
કર્ત્તા પર પરિણામનો, બેઉ કિરિયા ગ્રહીએ. આ૦ ૧૫

---

ઢાલ ૪ થી (વીરમતી પ્રીતિ કારણી-એ દેશી.)

શિષ્ય કહે જે પરભાવનો, અકર્ત્તા કહ્યો પ્રાણી રે;
દાન-હરણાદિક કેમ ઘટે ?, કહે સદ્ગુરુ વાણી રે.
શુદ્ધનય-અર્થ મન ધારીએ. ૧
ધર્મ નવિ દીએ ન વા સુખ દીએ, પર જંતુને દેતો રે;
આપ સત્તા રહે આપમાં, એમ હૃદયમાં ચેતો રે. શુ૦ ૨
જોગ વશે જે પુદ્ગલ ગ્રહ્યા, નવી જીવના તેહ રે;
તેહથી જીવ છે જૂજૂઓ, વળી જૂજૂઓ દેહ રે શુ૦ ૩
ભક્તપાનાદિ પુદ્ગલ પ્રતે, ન દીએ છતી વિના પોતે રે;
દાન-હરણાદિ પર જંતુને, એમ નવિ ઘટે જોતે રે. શુ૦ ૪
દાન-હરણાદિક અવસરે, શુભ અશુભ સંકલ્પે રે;
દીએ હરે તુ નિજરૂપને, મુખે અન્યથા જલ્પે રે શુ૦ ૫

અન્યથા વચન-અભિમાનથી, ફરી કર્મ તું બાંધે રે;
જ્ઞાયકભાવ જે એકલો, ગ્રહે તે સુખ સાધે રે. શુ૦ ૬
શુભ અશુભ વસ્તુ સંકલ્પથી, ધરે જે નટ-માયા રે;
તે ટલે સહજ સુખ અનુભવે, પ્રભુ આતમ રાયા રે. શુ૦ ૭
પરતણી આશા વિષવેલડી, ફલે કર્મ બહુ ભાંતિ રે;
જ્ઞાન દહને કરી તે દહે, હોય એક જે જાતિ રે. શુ૦ ૮
રાગ દ્વેષ રહિત એક જે, દયા શુદ્ધ તે પાલેરે;
પ્રથમ અંગે એમ ભાંખિયું, નિજ શકિત અજુવાલેરે. શુ૦ ૯
એકતા જ્ઞાન નિશ્ચય દયા, સુગુરૂ તેહને ભાંખેરે;
જેહ નિર્વિકલ્પ ઉપયોગમાં, નિજ પ્રાણ ને રાખેરે. શુ૦ ૧૦
જે રાખે પર પ્રાણને, દયા તાસ વ્યવહારે રે;
નિજ દયા વિણુ કહો પર દયા, હોવે કવણુ પ્રકારે ? રે. શુ૦ ૧૧
લોક વિણુ જેમ નગર મેદિની, જેમ જીવ વિણુ કાયારે;
ફોક તેમ જ્ઞાન વિણુ પર દયા, જિસી નટ તણી માયારે શુ૦ ૧૨
સર્વ આચારમય પ્રવચને, ભણ્યો અનુભવ યોગરે;
તેહથી મુનિ વમે મોહને, વલી રતિ અરતિ શોગરે. શુ. ૧૩
સૂત્ર અક્ષર પરાવર્તના, સરસ સેલડી દાખીરે;
તાસ રસ અનુભવ ચાખિયેં, જીહાં એક છે સાખીરે. શુ૦ ૧૪
આતમ રામ અનુભવ-ભજો, તજો પરતણી માયારે;
એહ છે સાર જિન-વચનનો, વલી એ શિવ-છાયારે. શુ૦ ૧૫

---

ઢાલ ૫ મી. ( પ્રભુ ચિત્ત ધરીને અવધારો ગુણુવાત. એ દેશી. )
એમ નિશ્ચય નય સાંભલી જી, બોલે એક અજાણુ;
આદરશું અમે જ્ઞાનને જી, શું કીજે પચ્ચખાણુ ? ;
સોભાગી જિન ! સીમંધર ! સુણો વાત. ૧

ક્રિરિયા-ઉત્થાપી કરીજી, છાંડી તેણે લાજ;
નવી જાણે તે ઉપજે જી, કારણ વિણ નવી કાજ. સો૦ ૨

નિશ્ચય નય-અવલંબતાંજી, નવી જાણે તસ મર્મ;
છોડે જે વ્યવહારને જી, લોપે તે જિન-ધર્મ. સો૦ ૩

નિશ્ચય દૃષ્ટિ હૃદયે ધરીજી, પાલે જે વ્યવહાર;
પુન્યવંત તે પામશેજી, ભવ સમુદ્રનો પાર સો૦ ૪

તુરંગ ચઢી જેમ પામિયેંજી, વેગે પુરનો પંથ;
માર્ગ તેમ શિવનો લહેજી, વ્યવહારે નિર્ગ્રંથ. સો૦ ૫

મહેલ ચઢતાં જેમ નહીંજી, તેહ તુરંગનું કાજ;
સફલ નહીં નિશ્ચય લહેજી, તેમ તનુ કિરિયા-સાજ. સો૦ ૬

નિશ્ચય નવી પામી શકેજી, પાલે નવી વ્યવહાર;
પુન્ય રહિત જે એહવાજી, તેહનો કોણ આધાર ? સો૦ ૭

હેમ-પરીક્ષા જેમ હુવેજી, સહત હુતાશન-તાપ;
જ્ઞાન દશા તેમ પરખીએજી, જિહાં બહુ ક્રિયા વ્યાપ સો૦ ૮

આલંબન વિણ જેમ પડેજી, પામી વિષમી વાટ;
મુગ્ધ પડે ભવ કૂપમાંજી, તેમ વિણ કિરિયા ઘાટ સો૦ ૯

ચરિત્ર ભણી બહુ લોકમાંજી, ભરતાદિકનાં જેહ;
લોપે શુભ વ્યવહારનેજી, બોધિ-હણે નિજ તેહ. સો૦ ૧૦

બહુ દલ દીસે જીવનાંજી, વ્યવહારે શિવયોગ;
છીંડી તાકે પાધરોજી, છોડી પંથ અયોગ. સો૦ ૧૧

આવશ્યક માંહે ભાંખિયોજી, એહજ અર્થ-વિચાર;
ફલ-સંશય પણ જાણતાંજી, જાણીજે સંસાર. સો૦ ૧૨

---

ઢાલ ૬ ઠી. ( મુનિ મન સરોવર હંસલો. એ દેશી. )

અવર ઇસ્યો નય સાંભલી, એક ગ્રહે વ્યવહારો રે.
મર્મ દ્વિવિધ તસ નવી લહે, શુદ્ધ અશુદ્ધ વિચારો રે.

તુજ વિણ ગતિ નહીં જંતુને તું જગ-જંતુનો દીવો રે;
જીવીએં તુજ અવલંબને, તું સાહેબ ! ચિરંજીવો રે; તુ.

જેહ ન આગમે વારિયો, દીસે અસઠ આચારો રે.
તેહ જ બુધે બહુ માનીયો, શુદ્ધ કહ્યો વ્યવહારો રે. તુ.

જેહમાં નિજ મતિ-કલ્પના, જેહથી નવી ભવ-પારો રે;
અંધ પરંપરા [ એ ] બાંધિયો, તેહ અશુદ્ધ આચરો રે.તુ.

શિથિલ વિહારીએ આચર્યા, આલંબન જે કૂડાં રે;
નિયત વાસાદિક સાધુને, તે નવી જાણીએ રૂડાં રે. તુ.

આજ ન ચરણ છે આકરૂં, સંહનનાદિક-દોષે રે;
એમ નિજ અવગુણ ઓલવી, કુમતિ કદાગ્રહ પોષે રે. તુ.

ઉત્તર ગુણ માંહે હીણલા, ગુરૂ કાલાદિક પાખે રે;
મૂલ ગુણે નહીં હીણલા, એમ પંચાશક ભાંખે રે. તુ.

પરિગ્રહ ગ્રહ વશ લિંગિયા, લઈ કુમતિ રજ માથે રે;
નિજ ગુણ પર અવગુણ લહે, ઈંદ્રિય વૃષભ ન નાથે રે. તુ.

નાણ રહિત હિત-પરિહરી, નિજ દંસણ ગુણ-લુસે રે;
મુનિજનના ગુણ સાંભલી; તેહ અનારજ રૂસે રે. તુ. ૯

અણુ સમ દોષ જે પર તણો, મેરૂ સમાન તે બોલે રે;
જેહસું પાપની ગોઠડી, તેહસું હેયડું ખોલે રે. તુ. ૧

સૂત્ર વિરૂદ્ધ જે આચરે, થાપે અવિધિના ચાલા રે,
તે અતિ નિવિડ મિથ્યા મતિ, બોલે ઉપદેશ માલા રે. તુ. ૧

પામર જન પણ નવી કહે, સહસા જૂઠ સશૂકો રે,
જૂઠ કહે મુનિવેષ જે, તે પરમારથ ચૂકો રે. ગુ. ૧૨

નિર્દય હૃદય છકાયમાં, જે મુનિ વેષે પ્રવર્તે રે;
ગૃહ–યતિ–ધર્મથી બાહિરા, તે નિર્ધન ગતિ પ્રવર્તે રે. ગુ. ૧૩

સાધુ ભક્તિ જિનપૂજના, દાનાદિક શુભ કર્મ રે;
શ્રાવક જિને કહ્યો અતિ ભલો, નહીં મુનિવેષ અધર્મ રે. ગુ. ૧૪

કેવલ લિંગધારી તણો, જે વ્યવહાર અશુદ્ધો રે;
આદરીએ નવી સર્વથા, જાણી ધર્મ વિરૂદ્ધો રે. ગુ. ૧૫

---

ઢાલ ૭ મી. ( આગે પૂરવવાર નવાણું. એ દેશી. )

જે મુનિ વેષ શકે નવિ છાંડી, ચરણ કરણ ગુણ હીણાજી;
તે પણ મારગ માંહે દાખ્યા, મુનિ ગુણ–પક્ષે લીણાજી.
મૃષાવાદ ભવ કારણ જાણી, મારગ શુદ્ધ પ્રરૂપેજી;
વંદે નવી વંદાવે મુનિને, આપ થઇ નિજ રૂપેજી. ૧

મુનિ ગુણ–રાગે પૂરા શૂરા, જે જે જયણા પાલેજી.
તે તેહથી શુભ ભાવ લહીને; કર્મ આપણા ટાળેજી.
આપ હીનતા જે મુનિ ભાંખે, માન સાંકડે લોકેજી;
એ દુર્ધર વ્રત એહનું દાખ્યું, જે નવી ફૂલે ફોકેજી. ૨

પ્રથમ સાધુ બીજો વર શ્રાવક, ત્રીજો સંવેગ પાખીજી;
એ ત્રણે શિવ મારગ કહીએ, જહાં છે પ્રવચન સાખીજી.
શેષ ત્રણ ભવ–મારગ કહીએ, કુમતિ કદાગ્રહે ભરિયાજી;
ગૃહી યતિલિંગ કુલિંગે લખિયે, સકલ દોષના દરિયાજી. ૩

જે વ્યવહાર મુક્તિ–મારગમાં, ગુણ ઠાણાને લેખેજી;
અનુક્રમે ગુણ શ્રેણિનું ચઢવું, તેહજ જિનવર દેખેજી.

જે પણ દ્રવ્ય ક્રિયા પ્રતિપાલે, તે પણ સન્મુખ ભાવેજી;
શુકલ બીજની ચંદ્રકલા જેમ, પૂર્ણ ભાવમાં આવેજી.

તે કારણ લજ્જાદિકથી પણ, શીલ ધરે જે પ્રાણીજી;
ધન્ય તેહ કૃતપુન્ય કૃતારથ, મહા નિશીથે વાણીજી.

એ વ્યવહાર નયે મન ધારો, નિશ્ચય નય મત દાખ્યુંજી;
પ્રથમ અંગમાં વિતિગિચ્છાએ, ભાવચરણ નવિ ભાખ્યુંજી.

---

ઢાલ ૮ મી. ( ચોપાઈની દેશી. )

અવર એક ભાંખે આચાર, દયામાત્ર શુદ્ધજ વ્યવહાર;
જે બોલે તેહજ ઉત્થપે, શુદ્ધ કરૂં હું મુખ એમ જલ્પે.

જિન-પૂજાદિક શુભ વ્યાપાર, તે માને આરંભ અપાર;
નવી જાણે ઉતરતાં [1]નઇ, મુનિને જીવદયા કયાં ગઇ ?

જો ઉતરતાં મુનિને નદી, વિધિ-જોગે નવી હિંસા વદી;
તો વિધિજોગે જિનપૂજના, શિવકારણ મત ભૂલો જના.

વિષયારંભ તણો જ્યાં ત્યાગ, તેહથી લહીયે ભવજલ-તાગ;
જિન પૂજામાં શુભ ભાવથી, વિષયારંભ તણો ભય નથી.

સામાયિક પ્રમુખે શુભ ભાવ, યદ્યપિ લહિયે ભવજલ-નાવ;
તો પણ જિનપૂજાએ સાર, જિનનો વિનય કહ્યો ઉપચાર.

આરંભાદિક-શંકા ધરી, જો જિનરાજ-ભકિત પરિહરી;
દાન માન વંદન આદેશ, તો તુજ સબલો પડયો કલેશ.

સ્વરૂપથી દીસે સાવદ્ય, અનુબંધે પૂજા નિરવદ્ય;
જે કારણ જિન-ગુણ બહુમાન, જે અવસરે વરતે શુભ ધ્યાન.

---

૧ નદી.

જિનવર પૂજા દેખી કરી, ભવિયણ ભાવે ભવજલ તરી;
છકાયના રક્ષક હો વળી, એહ ભાવ જાણે કેવલી. ૮
જલ તરતાં જલ ઉપર યથા, મુનિને દયા ન હોય વૃથા;
પુષ્પાદિક ઉપર તિમ જાણ, પુષ્પાદિક પૂજાને ઠાણ. ૯
તો મુનિને નહીં કેમ પુજના ? એમ તું શું ચિંતે ? શુભમના;
રોગીને ઓષધ સમ એહ, નીરોગી છે મુનિવર દેહ. ૧૦

---

ઢાલ ૯ મી. ( પ્રથમ ગોવાલ તણે ભરેજી એ દેશી. )

ભાવ સ્તવ મુનિને ભલોજી, બેહુ ભેદે ગૃહી ધાર;
ત્રીજે અધ્યયને કહ્યોજી, મહા નિશીથ સુઆર.
સુણો જિન ! તુજ વિણુ કવણુ આધાર.
વળી તિહાં ફલ દાખિયુંજી, દ્રવ્ય સ્તવનું રે સાર;
સ્વર્ગ બારમું ગૃહીનેજી, એમ દાનાદિક ચાર. સુ૦ ૨
છઠે અંગે દ્રૌપદીજી, જિન–પ્રતિમા પૂજેય;
સૂરિયાભ પરે ભાવથીજી, એમ જિન વીર કહેય. સુ૦ ૩
નારદ આવે નવી થઇજી, ઉભી તેહ સુજાણ;
તે કારણ તે શ્રાવિકાજી, ભાંખે આલ અજાણ. સુ૦ ૪
જિન પ્રતિમા આગલ કહ્યોજી, શક્ર સ્તવન તેણે નાર;
જાણે કોણ વિણ શ્રાવિકાજી, એહ વિધિ હૃદય વિચાર. સુ૦ ૫
પૂજે જિન પ્રતિમા પ્રત્યેજી, સૂરિયાભ સુરરાય;
વાંચી પુસ્તક રત્નનાજી, લેઇ ધર્મ વ્યવસાય. સુ૦ ૬
રાયપસેણી સૂત્રમાંજી, મોટો એહ પ્રબંધ;
એહ વચન અણુ માનતાજી, કરે કરમનો બંધ. સુ૦ ૭
વિજયદેવ–વક્તવ્યતાજી, જીવાભિગમે રે એમ;
જો સ્થિતિ છે એ સુરતણીજી, તો જિન ગુણ સ્તુતિ કેમ ? સુ૦ ૮

ભાવ સ્તવ એહુથી પામિજે, દ્રવ્ય સ્તવ એ તેણે કહીજે;
દ્રવ્ય શબ્દ છે કારણ વાચી, ભમે ન ભૂલો કર્મ નિકાચી ૯

---

ઢાલ ૧૧ મી. (દાન ઉલટ ધરી દીજી એ—એ દેશી.)

કુમતિ એમ સકલ દૂરે કરી, ધારીએ ધર્મની રીતરે;
હારીએ નવી પ્રભુ-બલ થકી, પામીએ જગતમાં જીત રે.
સ્વામી સીમંધર ! તું જયો. ૧

ભાવ જાણો સકલ જંતુના, ભવ થકી દાસને રાખ રે;
બોલિયા બોલ જે તે ગણું, સફલ જો છે તુજ સાખ રે. સ્વા. ૨

એક છે રાગ તુજ ઉપરે, તે મુજ શિવતરૂ-કંદરે;
નવી ગણું તુજ પરે અવરને, જો મલે સુર નર વૃંદ રે. સ્વા. ૩

તુજ વિના મેં બહુ દુઃખ લહ્યાં, તુજ મિલે તે કેમ હોય ? રે;
મેહ વિણ મોર નાચે નહિં, મેહ દેખી નાચે સોયરે સ્વા. ૪

મન થકી મિલન મેં તુજ કિયો, ચરણ તુજ ભેટવા સાંઇ ! રે
કીજીએ જતન જિન ! એ વિના, અવર ન વાંચ્છિએ કાંઇ રે સ્વા. ૫

તુજ વચનરાગ-સુખ આગલે, નવી ગણું સુર-નરશર્મ રે;
કોડી જો કપટ કોઈ દાખવે, નવી તજું તોય તુજ ધર્મ રે. સ્વા. ૬

તું મુજ હૃદયગિરિમાં વસે, સિંહ જો પરમ નિરીહ રે;
કુમત માતંગના જૂથથી, તો ન કશી મુજ બીહ રે. સ્વા. ૭

કોડી છે દાસ પ્રભુ ! તાહરે, માહરે દેવ ! તું એક રે;
કીજીએ સાર સેવક તણી, એ તુજ ઉચિત વિવેક રે, સ્વા. ૮

ભક્તિ ભાવે ઇસ્યું ભાંખિયે, રાખિયે એહ મન માંહી રે;
દાસના ભવદુઃખ-વારીએ, તારીએ સો ગ્રહી બાંહી રે. સ્વા. ૯

બાલ જેમ તાત આગલ કહે, વિનવું હું તેમ તુઝ રે;
ઉચિત જાણો તેમ આચરૂં, નવી રહ્યો તુજ કિશું ગુઝ રે. સ્વા. ૧૦

મુજ હોજો ચિત્ત શુભ ભાવથી, ભવ ભવ તાહરી સેવ રે;
યાચિયે કોડી યતને કરી, એહ તુજ આગલે દેવ! રે. સ્વા. ૧૧

કલશ. (હરિગીત છંદ)

ઈમ સકલ સુખકર દુરિત ભયહર વિમલ લક્ષણ ગુણધરો,
પ્રભુ અજર અમર નરિંદ વંદિત વીનવ્યો સીમંધરો;
નિજ નાદ તર્જિત મેઘ ગર્જિત ધૈર્ય નિર્જિત મંદરો,
શ્રી નયવિજય બુધ ચરણ સેવક જસ વિજય બુધ જય કરો. ૧

---

## મહોપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજ કૃત.

# આઠ દૃષ્ટિની ઢાલો.

---

ઢાલ ૧ લી. ( ચતુર સનેહી મોહના એ દેશી. )

શિવ-સુખ કારણ ઉપદિશી, યોગ તણી અડ દિઠ્ઠીરે;
તે ગુણ થુણી જિન વીરનો, કરશું ધર્મની પુઠ્ઠીરે.
વીર જિનેશ્વર-દેશના. ૧

સઘન અઘન દિન રયણિમાં, બાલ વિકલ ને અનેરા રે;
અર્થ જુવે જેમ જૂજૂઆ, તેમ ઓઘ નજરના ફેરા રે. વી. ૨

દર્શન જે થયા જૂજૂઆ, તે ઓઘ નજરને ફેરે રે;
ભેદ સ્થિરાદિક દૃષ્ટિમાં, સમકિત દૃષ્ટિને હેરે રે. વી. ૩

દર્શન સકલના નય ગ્રહે, આપ રહે નિજ ભાવે રે;
હિત કરી જનને સંજીવની, ચારો તેહ ચરાવે રે. વી. ૪

દૃષ્ટિ સ્થિરાદિક ચારમાં, મુક્તિ-પ્રયાણ ન ભાંજે રે;
રયણી શયન જેમ શ્રમ હરે, સુર-નર સુખ છાજે રે. વી. ૫
એહ પ્રસંગથી મેં કહ્યું, પ્રથમ દૃષ્ટિ હવે કહીએ રે;
જિહાં મિત્રા તિહાં બોધજે, તે તૃણ-[1]અગ્નિસો લહીએ રે. વી. ૬
વ્રત પણ ઇહાં યમ સંપજે, ખેદ નહીં શુભ કાજે રે;
દ્વેષ નહીં વલી અવર શું, એ ગુણ અંગ વિરાજે રે. વી. ૭
યોગના બીજ ઇહાં ગ્રહે, જિનવર-શુદ્ધ પ્રણામો રે;
ભાવાચારજ-સેવના, ભવ-ઉદ્વેગ સુઠામો રે. વી. ૮
દ્રવ્ય અભિગ્રહ પાલવા, ઔષધ પ્રમુખને દાને રે;
આદર આગમ આસરી, લિખનાદિક બહુમાને રે. વી. ૯
લેખન પૂજન આપવું, શ્રુત-વાચના ઉદ્ગ્રાહો રે;
ભાવ વિસ્તાર સજ્ઝાયથી, ચિંતન ભાવન-ચાહો રે. વી. ૧૦
બીજ કથા ભલી સાંભલી, રોમાંચિત હુવે દેહ રે;
એહ અવચંક યોગથી, લહીએ ધર્મ સનેહ રે. વી. ૧૧
સદ્ગુરૂ યોગે વંદન ક્રિયા, તેહથી ફલ હોય જેહ રે;
યોગ ક્રિયા ફલ ભેદથી, ત્રિવિધ અવચંક એહ રે. વી. ૧૨
ચાહે ચકોર તે ચંદ્રને, મધુકર માલતી-ભોગી રે;
તેમ ભવ્ય સહજ ગુણે હોયે, ઉત્તમ નિમિત્ત-સંયોગી રે. વી. ૧૩
એહ અવંચક યોગ તે, પ્રગટે ચરમાવર્તે રે;
સાધુને સિદ્ધદશા સમું, બીજનું ચિત્ત પ્રવર્તે રે. વી. ૧૪
કરણ અપૂર્વના નિકટથી, જે પહેલું ગુણ ઠાણું રે;
મુખ્યપણે તે ઇહાં હોયે, સુયશ વિલાસનું ટાણું રે. વી. ૧૫

---

૧ અગ્નિ જેવો.

ઢાલ ૨ જી. ( મન મોહન મેરે. એ દેશી. )

દર્શન તારા દૃષ્ટિમાં મન મોહન મેરે, [1]ગોમય-અગ્નિ સમાનરે, મ૦
શૌચ સંતોષને તપ ભલું, મ૦ સજ્ઝાય ઇશ્વર-ધ્યાન રે. મ૦ ૧
નિયમ પંચ ઇહાં સંપજે, મ૦ નહિં કિરિયા-ઉદ્વેગ રે; મ૦
જિજ્ઞાસા ગુણ તત્ત્વની, મ૦ પણ નહિં નિજ હઠ ટેગ રે. મ૦ ૨
એહ દૃષ્ટિમાં વર્તતા, મ૦ યોગ-કથા બહુ પ્રેમ રે; મ૦
અનુચિત તેહ ન આદરે, મ૦ વાળ્યો વળે જેમ હેમ રે. મ૦ ૩
વિનય અધિક ગુણિનો કરે, મ૦ દેખે નિજ ગુણ હાણ રે; મ૦
ત્રાસ ધરે ભવ ભય થકી, મ૦ ભવ માને દુઃખ ખાણ રે. મ૦ ૪
શાસ્ત્ર ઘણાં મતિ થોડલી, મ૦ શિષ્ટ કહે તે પ્રમાણ રે; મ૦
સુયશ લહે એ ભાવથી, મ૦ ન કરે જૂઠ ડફાણ રે. મ૦ ૫

---

ઢાલ ૩ જી. ( પ્રથમ ગોવાલ તણે ભવેજી. એ દેશી. )

ત્રીજી દૃષ્ટિ બલા કહીજી, કાષ્ઠ અગ્નિ સમ બોધ;
ક્ષેપ નહિં આસન-સધેજી, શ્રવણ સમીહા સોધરે.
જિનજી! ધન્ય ધન્ય તુજ ઉપદેશ. ૧

તરુણ સુખી સ્ત્રી પરિવર્યોજી, જેમ ચાહે સુરગીત,
સાંભળવા તેમ તત્ત્વનેજી, એ દૃષ્ટિ સુવિનીતરે. જિ. ૨
[2]સરી એ બોધ પ્રવાહનીજી, એ વિણ શ્રુત થલ-કૂપ;
શ્રવણ-સમીહા તે કિસીજી, [3]શયિત સુણે જેમ ભૂપ. જિ. ૩
મન રીઝે તનુ ઉલ્લસેજી, રીઝે-બુઝે એકતાન.
તે ઇચ્છા વિણ ગુણકથાજી, બહિરા આગળ ગાનરે. જિ૦ ૪
વિઘન ઇહાં પ્રાયે નહીંજી, ધર્મ હેતુમાં કોય.
અનાચાર-પરિહારથીજી, સુયશ મહોદય હોયરે. જિ૦ ૫

૧ છાણનો અગ્નિ. ૨ સરવાણી. ૩ સૂતેલો.

ઢાલ ૪ થી. ( ઝાંઝરિયા મુનિવરની દેશી. )

યોગ દૃષ્ટિ ચોથી કહીજી, દીપ્રા તિહાં ન ઉત્થાન;
પ્રાણાયામ તે ભાવથીજી, દીપ-પ્રભા સમ જ્ઞાન.
મન મોહન જિનજી ! મીઠી તાહરી વાણ. ૧
બાહ્યભાવ-રેચક ઈહાંજી, પૂરક અંતરભાવ;
કુંભક સ્થિરતા ગુણે કરીજી, પ્રાણાયામ સ્વભાવ. મ૦ ૨
ધર્મ-અર્થે ઇહાં પ્રાણનેજી, છોડે પણ નહિં ધર્મ;
પ્રાણ-અર્થે સંકટ પડેજી, જુવો એ દૃષ્ટિનો મર્મ. મ૦ ૩
તત્ત્વ-શ્રવણ મધુરોદકેજી, ઈહાં હોય બીજ-પ્રરોહ;
ખાર ઉદક સમ ભવ-તજેજી, ગુરૂ-ભક્તિ અદ્રોહ. મ૦ ૪
સૂક્ષ્મ બોધ તો પણ ઇહાંજી, સમકિત વિણ નવિ હોય;
વેદ્ય સંવેદ્ય પદે કહ્યોજી, તે ન અવેદ્યે જોય. મ૦ ૫
વેદ્ય બંધ શિવ હેતુ છેજી, સંવેદન તસ નાણ;
નય નિક્ષેપે અતિ ભલુંજી, વેદ્ય સંવેદ્ય પ્રમાણ. મ૦ ૬
તે પદ ગ્રંથી-ભેદથીજી, છેહલી પાપ પ્રવૃત્તિ;
તમ લોહપદ ધૃતિ સમીજી, તિહાં હોય અંતે નિવૃત્તિ. મ૦ ૭
એહ થકી વિપરિત છે જી, પદ તે અવેદ્ય સંવેદ્ય;
ભવાભિનંદી જીવનેજી, તે હોય વજ્ર અભેદ્ય. મ૦ ૮
લોભી કૃપણ [1]દયામણોજી, માયી મચ્છર-ઠાણ;
ભવાભિનંદી ભય ભર્યોજી, અફલ આરંભ અયાણ. મ૦ ૯
એવા અવગુણવંતનુંજી, પદ છે અવેદ્ય કઠોર;
સાધુસંગ-આગમ તણોજી, તે જીત્યો ધુર[2] ઘોર. મ૦ ૧૦
તે જીતે સહજે ટલેજી, વિષમ કુતર્ક-પ્રકાર;
દૂર નિકટ હાથી હણ્યોજી, જેમ એ બટર વિચાર. મ૦ ૧૧

૧ દયાનો રોગી. ૨ મોહનીય કર્મ.

હું પામ્યો સંશય નહીંજી, મૂરખ કરે એ વિચાર;
આલસુઆ ગુરૂ શિષ્યનોજી, તે તો વચન-પ્રકાર. મ૦ ૧૨
ધી [ એ ? ] જે તે [1]પતિ આવવુંજી, આપ મતે અનુમાન;
આગમને અનુમાનથીજી, સાચું લહે સુજ્ઞાન. મ૦ ૧૩
નહીં સર્વજ્ઞ જૂજૂઆજી, તેહના જે વલી દાસ;
ભગતી દેવની પણ કહીજી, ચિત્ર અચિત્ર પ્રકાશ. મ૦ ૧૪
દેવ સંસારી અનેક છે જી, તેહની ભક્તિ વિચિત્ર;
એક રાગ પર દ્વેષથીજી, એક મુક્તિની અચિત્ર. મ૦ ૧૫
ઇંદ્રિયાર્થ ગત બુદ્ધિ છે જી, જ્ઞાન આગમ હેત;
અસંમોહ શુભ કૃતિ ગણેજી, તેણે ફલ ભેદ સંકેત મ૦ ૧૬
આદર કિરિયા રીત ઘણીજી, વિઘન ટલે મિલે લચ્છી;
જિજ્ઞાસા બુદ્ધિ સેવનાજી. શુભકૃતિ ચિન્હ પ્રત્યચ્છી મ૦ ૧૭
બુદ્ધિ ક્રિયા ભવફલ દીયેજી, જ્ઞાન ક્રિયા શિવ અંગ;
અસંમોહ ક્રિયા દિયેજી, શીઘ્ર મુક્તિ ફલ ચંગ. મ૦ ૧૮
પુદ્ગલ રચના કારમીજી, તિહાં જસ ચિત્ત ન લીન;
એહ માર્ગ તે શિવ તણોજી, ભેદ [2]લહે જગ દીન. મ૦ ૧૯
શિષ્ય ભણી જિન દેશનાજી, કહે જન-પરિણતી ભિન્ન;
[3]કહી મુનિની નય-દેશનાજી, પરમારથથી અભિન્ન. મ૦ ૨૦
શબ્દ-ભેદ ઝગડો કિશ્યો ? જી, પરમારથ જો એક;
કહો ગંગા કહો સુરનદીજી, વસ્તુ ફરે નહીં છેક. મ૦ ૨૧
ધર્મ ક્ષમાદિક પણ મિટેજી, પ્રગટે ધર્મ સન્યાસ;
તો ઝગડો [4]ઝાંટા તણોજી, મુનિને કવણ અભ્યાસ. મ૦ ૨૨
અભિનિવેશ સઘલો તજીજી; ચાર લહી જેણે દૃષ્ટિ;
તે લેશે હવે પંચમીજી, સુયશ અમૃત ઘન વૃષ્ટિ. મ૦ ૨૩

૧ ચોકકસ કરવું. ૨ લખે-જાણે. ૩ પાઠાંતર-કહે. ૪ પા૦ ઝોટા.

ઢાલ ૫ મી. ( ધન્ય ધન્ય સંપ્રતિ સાચો રાજા એ દેશી. )

દૃષ્ટિ સ્થિરા માંહે દર્શન નિત્યે, રતન-પ્રભા સમ જાણો રે;
ભ્રાંતિ નહિં વલી બોધ તે સૂક્ષ્મ, પ્રત્યાહાર વખાણો રે. ૧
એ ગુણ વીરતણું ન વીસારું, સંભારું દીન રાતો રે;
પશુ ટાલી સુરરૂપ કરે જે, સમકિતને અવદાત રે. એ. ૨
બાલ ધુલિ-ઘર લીલા સરખી, ભવ ચેષ્ટા ઇહાં ભાસે રે;
ઋદ્ધિ સિદ્ધિ સવી ઘટમાં પેસે, અષ્ટ મહા સિદ્ધિ પાસે રે. એ. ૩
વિષય વિકારે ઇંદ્રિય ન જોડે, તે ઇહાં પ્રત્યાહારોરે;
કેવલ જ્યોતિ તે તત્ત્વ પ્રકાશે, શેષ ઉપાય અસારોરે. એ. ૪
શીતલ ચંદનથી પણ ઉપન્યો, અગ્નિ દહે જેમ વનનેરે;
ધર્મ જનિત પણ ભોગ ઇહાં તેમ, લાગે અનિષ્ટ તે મનનેરે. એ. ૫
અંશે હોય ઇહાં અવિનાશી, પુદ્ગલ જાલ તમાસીરે;
ચિદાનંદ ઘન સુયશ વિલાસી, કેમ હોય જગનો આશીરે એ. ૬

---

ઢાલ ૬ ઠ્ઠી. ( બોલીડા હંસારે વિષય ન રાચિયે. ) એ દેશી.

અચપલ રોગ રહિત નિઠુર નહિં, અલ્પ હોય દોય નીતિ;
ગંધ તે સારો કાંતિ પ્રસન્નતા, સુસ્વર પ્રમુખ પ્રવૃત્તિ.
ધન્ય ! ધન્ય ! શાસન શ્રી જિનવરતણું. ૧
ધીર પ્રભાવીરે આગલે યોગથી, મિત્રાદિક યુત ચિત્ત;
લાભ ઇષ્ટનોરે દ્વંદ્વ અધૃષ્યતા, જન પ્રિયતા હોય નિત્ય. ધ. ૨
નાશ દોષનોરે તૃપ્તિ પરમ લહે, સમતા ઉચિત સંયોગ;
નાશ વૈરનોરે બુદ્ધિ ઋતંભરા, એહ નિષ્પન્ન યોગ. ધ. ૩
ચિન્હ યોગનારે જે પર ગ્રંથમાં, યોગાચાર્યે દીઠ;
પંચમ દૃષ્ટિ થકી તે જોઇએ, એહવા તેહ ગરિઠ. ધ. ૪

છઠ્ઠી દિઠ્ઠીરે હવે કાંતા કહું, તિહાં [1]તારાભ પ્રકાશ;
તત્ત્વ મિમાંસારે દૃઢ હોય ધારણા, નહિં અન્ય શ્રુતનો સંવાસ. ધ. ૫

મન મહિલાનુંરે વહાલા ઉપરે, બીજાં કામ કરંત;
તેમ શ્રુત ધર્મેરે એહમાં મન ધરે, જ્ઞાનાક્ષેપકવંત. ધ. ૬

એહવે જ્ઞાનેરે વિઘન-નિવારણું, ભોગ નહિં ભવ-હેત;
નવી ગુણ દોષ ન વિષય સ્વરૂપથી, મન ગુણ અવગુણ ખેત. ધ. ૭

માયા પાણીરે જાણી તેહને, લાંઘી જાય અડોલ;
સાચું જાણીરે તે બીતો રહે, ન ચાલે ડામાડોલ. ધ. ૮

ભોગ તત્ત્વનેરે એ ભય નવી ટલે, જૂઠા જાણેરે ભોગ;
તે એ દૃષ્ટિરે ભવ સાયર-તરે, લહે વલી સુયશ સંયોગ. ધ. ૯

---

ઢાલ ૭ મી. ( એ છીંડી કિહાં રાખી. ) એ દેશી.

અર્ક-પ્રભાસમ બોધ પ્રભામાં, ધ્યાન પ્રિયા એ દિઠ્ઠી;
તત્ત્વ તણી પ્રતિપત્તિ ઈહાં વલી, રોગ નહિં સુખ પુઠ્ઠીરે
ભવિકા ! વીર-વચન ચિત્તધારો. ૧

સઘલું પરવશ તે દુઃખ-લક્ષણ, નિજ વશ તે સુખ લહિયે;
એ દૃષ્ટે આતમ-ગુણ પ્રગટે, કહો સુખ તે કોણ કહીએ ? ભ. ૨

નાગર-સુખ પામર નવિ જાણે, વલ્લભ સુખ ન કુમારી;
અનુભવ વિણ તેમ ધ્યાન તણું સુખ, કોણ જાણે ? નરનારી રે. ભ. ૩

એહ દૃષ્ટિમાં નિર્મલ બોધે, ધ્યાન સદા હોય સાચું;
દૂષણ રહિત નિરંતર જ્યોતિ, રતન તે દીપે જાચું રે. ભ. ૪

વિષભાગ-ક્ષય શાંત વાહિતા, શિવમાર્ગ ધ્રૂવ નામ;
કહે અસંગ ક્રિયા ઇહાં યોગી, વિમલ સુયશ પરિણામરે. ભ. ૫

---

૧ તારા જેવો.

ઢાલ ૮ મી. (તુજ સાથે નહિ બોલું મારા વ્હાલા એ દેશી.)

દષ્ટિ આઠમી સાર સમાધિ, નામ પરા તસ જાણુંજી;
આપ સ્વભાવે પ્રવૃત્તિ પૂરણ, શશીસમ બોધ વખાણુંજી;
નિરતિચારપદે[1] એ યોગી, કહીએ નહિં અતિચારીજી,
આરોહે આરૂઢે ગિરિને, તેમ એહની ગતિ ન્યારીજી. ૧

ચંદન ગંધ સમાન ક્ષમા ઇહાં, વાસકને ન ગવેષેજી,
આસંગે વર્જિત વલી એહમાં, કિરિયા નિજ ગુણ લેખેજી;
શિક્ષાથી જેમ રતન–નિયોજન, દષ્ટિ ભિન્ન તેમ એહોજી,
તાસ નિયોગે કરણ અપૂરવ, લહે મુનિ કેવલ ગેહોજી. ૨

ક્ષીણ દોષ સર્વજ્ઞ મહામુનિ, સર્વ લબ્ધિ–ફલ ભોગીજી,
પર–ઉપકાર કરી શિવસુખ તે, પામે યોગી અયોગીજી;
સર્વ શત્રુ–ક્ષય સર્વ વ્યાધિ–ક્ષય, પૂરણ સર્વ સમીહાજી,
સર્વ અર્થયોગે સુખ તેહથી, અનંતગુણ નિરીહાજી. ૩

એ અડ દિઠ્ઠી કહી સંક્ષેપે, યોગ શાસ્ત્ર–સંકેતેજી,
કુલ યોગીને પ્રવૃત્ત ચક્ર જે, તેહ તણે હિત હેતેજી;
યોગિ કુલે જાયા તસ ધર્મે, અનુગત તે કુલયોગીજી,
અદ્વેષી ગુરૂ દેવ [2]દ્વિજ પ્રિય, દયાવંત ઉપયોગીજી. ૪

શુશ્રૂષાદિક [3]અડગુણ સંપૂર્ણ, પ્રવૃત્ત ચક્ર તે કહીએજી,
યમદ્વય લાભી પર દુગ અર્થી, આદ્ય અવંચક લઇએજી;
ચાર અહિંસાદિ યમ ઇચ્છા, પ્રવૃત્તિ સ્થિર સિદ્ધનામેજી,
શુદ્ધ રૂચિએ પાલે અતિચારહ,–ટાલે ફલ પરિણામેજી. ૫

કુલયોગીને પ્રવૃત્ત ચક્રને, શ્રવણ શુદ્ધિ–પક્ષપાતજી,
યોગ દષ્ટિ ગ્રંથે હિત હોવે, તેણે કહી એ વાતજી;

---

૧ પાઠાંતર–નિરતિચાર પદ એહમાં યોગી. ૨ બ્રાહ્મણ. ૩ આઠ.

શુદ્ધભાવ ને સુની ક્રિયા, એમાં અંતર કેતો ? જી,
જલહલતો સુરજને ખજુઆ, તાસ તેજમાં તેતોજી. ૬

શુદ્ધ ભાવ એ તેહને કહીએ, જેહસુ અંતર ભાંજેજી,
જેહસું ચિત્ત-પટંતર હોવે, તેહસું શુદ્ધ ન છાજેજી,
યોગ્ય-અયોગ્ય વિભાગ અલહતો, કરશે મોટી વાતોજી,
ખમશે તે પંડિત-પરિષદમાં, મુષ્ટિ-પ્રહાર ને લાતોજી. ૭

સભા ત્રણ શ્રોતાગુણ અવગુણ, નંદીસુત્રે દીસેજી,
તે જાણી એ ગ્રંથ યોગ્યને, દેજો સુગુણ જગીશેજી,
લોક પૂરજો નિજ નિજ ઇચ્છા, યોગભાવ ગુણ રયણેજી,
શ્રીનય વિજય વિબુધપય-સેવક, વાચકયશને વયણેજી. ૮



### અધ્યાત્મયોગી શ્રીમાન્ આનંદઘનકૃત

# ચતુર્વિંશતિ જિન સ્તવનો.

---

## ( ૧ ) શ્રી ઋષભદેવનું સ્તવન.

( રાગ મારૂ. પરિક્ષાની દેશી. )

ઋષભ જિનેશ્વર પ્રીતમ માહરો રે, ઓર ન ચાહું રે કંત;
રીઝયો સાહેબ સંગ ન પરિહરે રે, ભાંગે સાદિ અનંત. ઋ.

પ્રીત સગાઇ રે જગમાં સહુ કરે રે, પ્રીત સગાઇ ન કોય;
પ્રીત સગાઇ રે નિરૂપાધિક કહી રે, સોપાધિક ધન ખોય. ઋ.

કોઇ કંત કારણ કાષ્ટ ભક્ષણ કરે રે, મલશું કંતને ધાય;
એ મેલો નવી [૧]કઇયે સંભવે રે, મેળો ઠામ ન ઠાય. ઋ.

---

૧ કદિયે-ક્યારે પણ.

કોઇ પતિ-રંજન અતિ ઘણો તપ કરે રે, પતિરંજન તન-તાપ;
એ પતિરંજન મેં નવી ચિત્ત ધર્યું રે, રંજન ધાતુ-મિલાપ. ઋ. ૪
કોઇ કહે લીલા રે અલખ અલખ તણી રે, લખ પૂરે મન આશ;
દોષ રહિતને લીલા નવી ઘટે રે, લીલા દોષ-વિલાસ. ઋ. ૫
ચિત્ત-પ્રસન્ને રે પૂજન ફલ કહ્યું રે, પૂજા અખંડિત એહ;
કપટ રહિત થઇ આતમ-અર્પણા રે, આનંદઘન પદ-રેહ. ઋ. ૬

---

## ( ૨ ) શ્રી અજિતનાથનું સ્તવન.

( રાગ આશાવરી. )

પંથડો નિહાળું રે બીજા જિન તણું રે, અજિત અજિત ગુણ ધામ;
જે તેં જીત્યારે તેણે હું જીતિયો રે, પુરૂષ કિસ્યું મુઝ નામ ? પં. ૧
ચરમ નયણે કરી માર્ગ જોવતાં રે, ભૂલ્યો સયલ સંસાર;
જેણે નયણે કરી મારગ જોઇયે રે, નયણ તે દિવ્ય વિચાર. પં. ૨
પુરૂષ પરંપર અનુભવ જોવતાં રે, અંધો અંધ પલાય;
વસ્તુ વિચારે રે જો આગમે કરી રે, (તો) ચરણ ધરણ નહિ ઠાય. પં. ૩
તર્ક-વિચારે રે વાદ-પરંપરારે, પાર ન પહોંચે કોય;
અભિમત વસ્તુ રે વસ્તુગતે કહે રે, તે વિરલા જગ જોય. પં. ૪
વસ્તુ-વિચારે રે દિવ્ય નયન તણો રે; વિરહ પડ્યો નિરધાર.
તરતમ જોગે રે તરતમ વાસના રે, વાસિત બોધ આધાર. પં. ૫
કાલ લબ્ધિ લહી પંથ નિહાલશું રે, એ આશા અવલંબ;
એ જન જીવે રે જિનજી ! જાણજો રે, આનંદઘન મત અંબ. પં. ૬

---

## ( ૩ ) શ્રી સંભવનાથનું સ્તવન.

( રાગ રામગિરિ )

સંભવદેવ તે ધુર સેવો સવે રે, લહી પ્રભુ-સેવન ભેદ;
સેવન કારણ પહેલી ભૂમિકા રે, અભય અદ્વેષ અખેદ. સં. ૧

ભય ચંચલતા હો જે પરિણામની રે, દ્વેષ અરોચક ભાવ;
ખેદ પ્રવૃત્તિ હો કરતાં થાકિયે રે, દોષ અબોધ લખાવ. સં. ૨

ચરમાવર્ત ( ન ) હો ચરમ કરણ તથા રે, ભવ પરિણતિ-પરિપાક;
દોષ ટલે વલી દૃષ્ટિ ખુલે ભલી રે, પ્રાપ્તિ પ્રવચન-વાક. સં. ૩

પરિચય પાતિક-ઘાતક સાધુશું રે, અકુશલ અપચય ચેત;
ગ્રંથ અધ્યાતમ-શ્રવણ મનન કરી રે. પરિશીલન નય હેત. સં. ૪

કારણ જોગે હો કારજ નિપજે રે, એહમાં કોઇ ન વાદ;
પણ કારણ વિણ કારજ સાધિયે રે, એ નિજ [1]મત-ઉન્માદ. સં. ૫

મુગ્ધ સુગમ કરી સેવન-આદરે રે, સેવન અગમ અનુપ;
દેજો કદાચિત સેવક યાચના રે, આનંદઘન રસ રૂપ !. સં. ૬

---

## ( ૪ ) શ્રી અભિનંદન જિન સ્તવન.

( રાગ ધન્યાશ્રી-સિંધુઓ. )

અભિનંદન જિન-દર્શન-તરસિયે, દર્શન દુર્લભ દેવ !;
મત મત-ભેદે રે જો જઇ પૂછિયે, સહુ થાપે અહમેવ. અ. ૧

સામાન્યે કરી દરિસણ દોહિલું, નિર્ણય સકલ વિશેષ;
મદમેં ઘેર્યો રે અંધો કેમ કરે ?, રવિ શશિ-રૂપ વિલેખ. અ. ૨

હેતુ વિવાદે હો ચિત્ત ધરી જોઇએ, અતિ દુર્ગમ નય-વાદ;
આગમ-વાદે હો ગુરૂગમ કો નહિં, એ સબલો વિખવાદ. અ. ૩

---

૧ મતિ

ધાતી ડુંગર આડા અતિ ઘણા, તુજ દરિસણ જગનાથ!;
ધીઠાઈ કરી મારગ સંચરૂં, સેંગુ કોઇ ન સાથ. અ. ૪

દર્શન દર્શન રટતો જો ફરૂં, તો રણ-રોઝ સમાન;
જેહને પિપાસા હો અમૃત-પાનની, કેમ ભાંજે ? વિષપાન. અ. ૫

¹તરસ ન આવે હો મરણ જીવન તણો, સીજે જો દર્શન કાજ;
દરિસણ દુર્લભ સુલભ કૃપા થકી, આનંદઘન મહારાજ. અ. ૬

---

## (૫) શ્રી સુમતિનાથ જિન સ્તવન.

રાગ વસંત-કેદારો.

સુમતિ-ચરણકજ આતમ-અર્પણા, દર્પણ જેમ અવિકાર. સુજ્ઞાની
મતિ-તર્પણ બહુ સંમત જાણિયે, પરિસર્પણ સુવિચાર. સુ૦ ૧

ત્રિવિધ સકલ તનુધર ગત આતમા, બહિરાતમ ધુર ભેદ; સુ૦
બીજો અંતર આતમ તીસરો, પરમાતમ અવિચ્છેદ. સુ૦ ૨

આતમ-બુધ્ધે કાયાદિક ગ્રહ્યો, બહિરાતમ અઘ રૂપ; સુ૦
કાયાદિકનો સાખીધર રહ્યો, અંતર આતમ રૂપ. સુ૦ ૩

જ્ઞાનાનંદે હો પૂરણ પાવનો, વર્જિત સકલ ઉપાધિ; સુ૦
અતીંદ્રિય ગુણગણ મણિ-આગરૂ, એમ પરમાતમ સાધ. સુ૦ ૪

બહિરાતમ તજ અંતરાતમા,-રૂપ થઇ સ્થિર ભાવ; સુ૦
પરમાતમનું હો આતમ ભાવવું, આતમ અર્પણ દાવ. સુ૦ ૫

આતમ-અર્પણ વસ્તુ વિચારતાં, ભરમ ટલે મતિ દોષ; સુ૦
પરમ પદારથ સંપત્તિ સંપજે, આનંદ ઘન-રસપોષ. સુ૦ ૬

---

૧ ત્રાસ-દુઃખ.

## ( ૬ ) શ્રી પદ્મપ્રભ જિન સ્તવન.

( રાગ મારૂ-સિંધુ. )

પદ્મપ્રભુ જિન ! તુજ મુજ આંતરૂં રે, કેમ ભાંજે ? ભગવંત !;
કર્મ-વિપાકે કારણ જોઇને રે, કોઇ કહે મતિ મંત. પદ્મ૦ ૧

પયઇ ઠિઇ અણુભાગ પ્રદેશથી, મૂલ ઉત્તર બહુ ભેદ;
ઘાતી અઘાતી હો બંધોદય ઉદીરણા રે, સત્તા કર્મ-વિચ્છેદ પદ્મ૦ ૨

કનકોપલવત્ પયડી પુરૂષ તણી રે, જોડી અનાદિ સ્વભાવ;
અન્ય સંજોગી જિહાં લગે આતમા રે, સંસારી કહેવાય. પદ્મ૦ ૩

કારણ જોગે હો બાંધે બંધને રે, કારણ મુક્તિ મૂકાય;
આશ્રવ સંવર નામ અનુક્રમે રે, હેય ઉપાદેય સુણાય. પદ્મ૦ ૪

યુંજન કરણે હો અંતર તુજ પડ્યો રે, ગુણ કરણે કરી ભંગ;
ગ્રંથ-ઉક્તે કરી પંડિતજને કહ્યો રે, અંતર-ભંગ સુઅંગ. પદ્મ૦ ૫

તુજ મુજ અંતર અંતર ભાજસે રે, વાજસે મંગલ તૂર;
જીવ સરોવર અતિશય વાધશે રે, આનંદઘન-રસપૂર. પદ્મ૦ ૬

---

## ( ૭ ) શ્રી સુપાર્શ્વનાથ જિન સ્તવન.

( દેશી લલનાની. )

શ્રી સુપાસજિન-વંદીએ, સુખ સંપત્તિનો હેતુ; લલના
શાંત સુધારસ જલનિધિ, ભવસાગરમાં સેતુ. લલના૦ શ્રી૦ ૧

સાત મહાભય-ટાલતો, સપ્તમ જિનવર દેવ; લલના
સાવધાન મનસા કરી, ધારો જિનપદ-સેવ. લલના૦ શ્રી૦ ૨

શિવ શંકર જગદીશ્વરૂ, ચિદાનંદ ભગવાન; લલના
જિન અરિહા તીર્થંકરૂ, જ્યોતિ સ્વરૂપ અસમાન. લલના૦ શ્રી૦ ૩

અલખ નિરંજન વચ્છલુ, સકલ જંતુ-વિસરામ; લલના
અભયદાન-દાતા સદા, પૂરણ આતમરામ. લલના૦ શ્રી૦ ૪
વીતરાગ મદ કલ્પના, રતિ અરતિ ભય સોગ; લલના
નિંદ્રા તંદ્રા દુરંદશા, રહિત અબાધિત યોગ. લલના૦ શ્રી૦ ૫
પરમ પુરૂષ પરમાતમા, પરમેશ્વર પરધાન; લલના
પરમ પદારથ પરમેષ્ટી, પરમદેવ પરમાન. લલના૦ શ્રી૦ ૬
વિધિ વિરંચિ વિશ્વંભરૂ, હૃષીકેશ જગનાથ; લલના
અઘહર અઘમોચન ધણી, મુક્તિ પરમપદ સાથ. લલના૦ શ્રી૦ ૭
એમ અનેક અભિધા ધરે, અનુભવ ગમ્ય વિચાર; લલના
જે જાણે તેહને કરે, આનંદ ઘન અવતાર. લલના૦ શ્રી૦ ૮

## (૮) શ્રી ચંદ્રપ્રભુ જિન સ્તવન.

(રાગ કેદારો ગોડી.)

દેખણ દે રે સખી ! મુને દેખણ દે, ચંદ્રપ્રભુ-મુખચંદ; સ૦
ઉપશમ રસનો કંદ સ૦, ગત કલિમલ દુઃખ દંદ. સ૦
સેવે સુરનર-વૃંદ સખિ ! મુને દેખણ દે. એ ટેક
સુહમ નિગોદ ન દેખીઓ, સ૦ બાદર અતિહિ વિશેષ; સ૦
પુઢવી આઉ ન લેખિયો, સ૦ તેઉ વાઉ ન લેશ. સ૦ ૨
વનસ્પતિ અતિ ઘણ દિહા, સ૦ દીઠો નહિં [1]દીદાર; સ૦
બિ તિ ચઉરિંદિય જ[2]લલીહા, સ૦ ગતસન્ની પણ ધાર. સ૦ ૩
સુર તિરિ (ય) નિરય નિવાસમાં, સ૦ મનુજ અનારજ સાથ; સ૦
અપજ્જત્તા પ્રતિભાસમાં, સ૦ ચતુર ન ચઢિયો હાથ. સ૦ ૪

૧ પાઠાંતર-દેદાર. ૨ પા૦ જળલીહા.

એમ અનેક સ્થલ જાણીએ, સ૦ દર્શન વિણુ જિણદેવ; સ૦
આગમથી મત જાણીએ, સ૦ કીજે નિર્મલ સેવ. સ૦ ૫
નિર્મલ સાધુ-ભક્તિ લહી, સ૦ યોગ અવંચક હોય; સ૦
ક્રિયા અવંચક તિમ સહી, સ૦ ફલ અવંચક જોય. સ૦ ૬
પ્રેરક અવસર જિનવરૂ, સ૦ મોહનીય ક્ષય જાય; સ૦
કામિત-પૂરણ સુરતરૂ, સ૦ આનંદ ઘન પ્રભુ-પાય, સ૦ ૭

---

## (૯) શ્રી સુવિધિનાથ જિન સ્તવન.

( રાગ કેદારો. )

સુવિધિ જિણેસર પાય-નમીને, શુભ કરણી એમ કીજે રે;
અતિ ઘણો ઉલટ અંગ ધરીને, પ્રહ ઉઠી પૂજીજે રે. સુ૦ ૧.
દ્રવ્ય ભાવ શુચિ ભાવ ધરીને, હરખે દેહરે જઈએરે;
[1]દહ [2]તિગ [3]પણ અહિગમ સાચવતાં, એકમના ધુરિ થઇએ રે. સુ૦ ૨.
કુસુમ અક્ષત વરવાસ સુગંધો, ધુપ દીપ મન સાખી રે;
અંગ-પૂજા પણ ભેદ સુણી એમ, ગુરૂમુખ આગમ ભાંખી રે. સુ૦ ૩
એહનું ફલ દોય ભેદ સુણીજે, અનંતર ને પરંપર રે;
આણા પાલણ ચિત્ત પ્રસન્ની, મુગતિ સુગતિ સુરમંદિર રે. ૪
ફૂલ અક્ષત વરધુપ પઈવો, ગંધ નૈવેદ્ય ફલ જલ ભરી રે;
અંગ અગ્રપૂજા મલી અડવિધ, ભાવે ભવિક શુભ ગતિ વરી રે. ૫
સત્તર ભેદ એકવીશ પ્રકારે, અઠોત્તર શત ભેદે રે;
ભાવપુજા બહુવિધ નિરધારી, દોહગ્ગ દુર્ગતિ છેદે રે સુ૦ ૬
તુરિય ભેદ પડિવત્તી પૂજા, ઉપશમ ક્ષીણ સયોગી રે;
ચઉહા પૂજા ઇમ ઉત્તર ઝયણે, ભાંખી કેવલ ભોગી રે. સુ૦ ૭
એમ પૂજા બહુ ભેદ સુણીને, સુખ દાયક શુભ કરણી રે;
ભવિક જીવ કરશે તે લેશે, આનંદઘન પદ-ધરણી રે. સુ૦ ૮

---

૧ દશ. ૨ ત્રિક. ૩ પાંચ.

## (૧૦) શ્રી શીતલનાથજિન સ્તવન.

(રાગ ધન્યાશ્રી ગોડી.)

શીતલ જિનપતિ-લલિત ત્રિભંગી, વિવિધ ભંગી મન-મોહે રે;
કરૂણા કોમલતા તીક્ષણતા, ઉદાસીનતા સોહે રે. શી૦ ૧
સર્વજંતુ-હિત કરણી કરૂણા, કર્મ-વિદારણ તીક્ષણ રે;
હાનાદાન રહિત પરિણામી, ઉદાસીનતા વીક્ષણ રે. શી૦ ૨
પર-દુઃખ છેદન-ઇચ્છા કરૂણા, તીક્ષણ પરદુઃખ રીઝેરે;
ઉદાસીનતા ઉભય વિલક્ષણ, એક ઠામે કેમ સીઝે ? રે. શી૦ ૩
અભયદાન તિમ લક્ષણ કરૂણા, તીક્ષણતા ગુણ ભાવે રે;
પ્રેરણ વિણ કૃતિ ઉદાસીનતા, ઇમ વિરોધ-મતિ નાવે રે. શી૦ ૪
શક્તિ વ્યક્તિ ત્રિભુવન-પ્રભુતા, નિર્ગ્રંથતા સંયોગે રે;
યોગી ભોગી વક્તા મૌની, અનુપયોગી ઉપયોગે રે. શી૦ ૫
ઇત્યાદિક બહુભંગ ત્રિભંગી, ચમત્કાર ચિત્ત દેતીરે;
અચરજ કારી ચિત્ર વિચિત્રા, આનંદઘન પદ લેતી રે. ૬

---

## (૧૧) શ્રી શ્રેયાંસજિન સ્તવન.

(રાગ ગોડી-પ્રભાતી.)

શ્રી શ્રેયાંસ જિન અંતર જામી, આતમરામી નામી રે;
અધ્યાતમ મત પૂરણ પામી, સહજ મુક્તિગતિ ગામી રે. શ્રી૦ ૧
સયલ સંસારી ઇંદ્રિયરામી, મુનિ ગુણ આતમરામી રે;
મુખ્ય પણે જે આતમરામી, તે કેવલ નિઃકામી રે. શ્રી૦ ૨
નિજ સ્વરૂપ જે ક્રિયા સાધે, તે અધ્યાતમ લહીએ રે;
જે કિરિયા કરી ચઉગતિ-સાધે, તે ન અધ્યાતમ કહીએ રે. શ્રી૦ ૩

નામ અધ્યાતમ ઠવણ અધ્યાતમ, દ્રવ્ય અધ્યાતમ છંડો રે;
ભાવ અધ્યાતમ નિજગુણ સાધે, તો તેહસું રઢ મંડો રે. શ્રી૦ ૪

શબ્દ અધ્યાતમ-અર્થ સુણીને, નિર્વિકલ્પ આદરજો રે;
શબ્દ અધ્યાતમ ભજના જાણી, હાન ગ્રહણ મતિ ધરજો રે. શ્રી ૫

અધ્યાતમી જે વસ્તુ-વિચારી, બીજા જાણુ લબાસી રે;
વસ્તુગતે જે વસ્તુ પ્રકાશે, આનંદ ઘન-મત વાસી રે. શ્રી૦ ૬

---

## (૧૨) શ્રી વાસુપૂજ્ય જિન સ્તવન.

(રાગગોડી-પ્રભાતી.)

વાસુપૂજ્ય જિન ત્રિભુવન-સ્વામી, ઘન નામી પરનામી રે;
નિરાકાર સાકાર સચેતન, કરમ કરમ ફ્લ કામી રે. વા૦ ૧

નિરાકાર અભેદ સંગ્રાહક, ભેદ ગ્રાહક સાકારો રે;
દર્શન જ્ઞાન દુ ભેદ ચેતના, વસ્તુ-ગ્રહણ વ્યાપારો રે. વા. ૨

કર્ત્તા પરિણામી પરિણામો, કર્મ જે જીવે કરિયે રે;
એક અનેક રૂપ નય-વાદે, નિયતે [1]નર અનુસરિયે રે. વા. ૩

સુખદુઃખ રૂપ કર્મ-ફ્લ જાણો, નિશ્ચય એક આનંદો રે;
ચેતનતા પરિણામ ન ચૂકે, ચેતન કહે જિનચંદો રે. વા. ૪

પરિણામી ચેતન-પરિણામો, જ્ઞાન કરમ-ફ્લ ભાવીરે;
જ્ઞાન કર્મફ્લ ચેતન કહીએ, લેજો તેહ મનાવી રે. વા. ૫

આતમ-જ્ઞાની શ્રમણ કહાવે, બીજા તો દ્રવ્યલિંગી રે;
વસ્તુગતે જે વસ્તુ પ્રકાશે, આનંદઘન-મત સંગી રે. વા. ૬

---

૧ આતમા.

## (૧૩) શ્રી વિમલનાથ જિન સ્તવન.

( રાગ મારૂ. )

દુઃખ દોહગ્ગ દૂરે ટલ્યારે, સુખ સંપદશું રે ભેટ;
ધીંગ ધણી માથે કિયોરે, કોણ ગંજે ? નર ખેટ.
વિમલ જિન ! દીઠા લોયણ આજ, મારા સીધાં વાંચ્છિત કાજ
વિમલ જિન ! દીઠા દરિસણ આજ. ૧

ચરણ કમલ કમલા વસેરે, નિર્મલ સ્થિર પદ દેખ;
સમલ અસ્થિર પદ [1]પરિહરે રે, પંકજ પામર પેખ. વિ. ૨
મુજ મન તુજ પદ પંકજેરે, લીનો ગુણ મકરંદ;
રંક ગણે મંદર-ધરારે, ઈંદ્ર ચંદ્ર નાગેંદ્ર. વિ. ૩
સાહિબ ! સમરથ તું ધણી રે, પામ્યો પરમ ઉદાર;
મન વિસરામી વાલહો રે, [2]આતમનો આધાર. વિ. ૪
દરિસણ દીઠે જિન તણો રે, સંશય ન રહે વેધ;
દિનકર-કરભર પસરંતા રે, અંધકાર-પ્રતિષેધ. વિ. ૫
અમિય ભરી મૂરતિ રચી રે, ઉપમા ન ઘટે કોય;
શાંત સુધારસ ઝીલતી રે, નિરખત તૃપ્તિ ન હોય. વિ. ૬
એક અરજ સેવક તણી રે, અવધારો જિનદેવ !,
કૃપા કરી મુજ દીજિયે રે, આનંદઘન-પદ સેવ. વિ. ૭

---

## (૧૪) શ્રી અનંતનાથ જિન સ્તવન.

( રાગ રામગિરી-પ્રભાતી. )

ધાર તરવારની સોહિલી દોહિલી,
ચઉદમા જિન તણી ચરણ-સેવા,

---

૧ પાઠાંતર-પરિહરીરે. ૨ પાઠાંતર-આતમચો.

ધાર પર નાચતા દેખ બાજીગરા,
સેવના ધાર પર રહે ન દેવા. ધાર. ૧
એક કહે સેવિયે વિવિધ કિરિયા કરી,
ફલ અનેકાંત લોચન ન દેખે;
ફલ અનેકાંત કિરિયા કરી બાપડા,
રડવડે ચાર ગતિ માંહે લેખે, ધાર. ૨
ગચ્છના ભેદ બહુ નયણે નિહાલતાં,
તત્ત્વની વાત કરતા ન લાજે;
ઉદર ભરણાદિ નિજ કાજ કરતા થકા,
મોહ નડિયા કલિકાલ રાજે. ધાર. ૩
વચન નિરપેક્ષ વ્યવહાર જૂઠો કહ્યો,
વચન સાપેક્ષ વ્યવહાર સાચો;
વચન નિરપેક્ષ વ્યવહાર સંસાર ફલ,
સાંભલી આદરી કાંઇ રાચો ? ધાર. ૪
દેવગુરૂ ધર્મની શુદ્ધિ કહો કેમ રહે ?
કેમ રહે ? શુદ્ધ શ્રદ્ધાન આણો;
શુદ્ધ શ્રદ્ધાન વિણ સર્વ કિરિયા કરી,
છાર પર લીંપણું તેહ જાણો. ધાર ૫
પાપ નહિં કોઇ ઉત્સૂત્ર ભાષણ જિસ્યો,
ધર્મ નહિ કોઈ જગ સૂત્ર સરિખો;
સૂત્ર અનુસાર જે ભવિક કિરિયા કરે,
તેહનું શુદ્ધ ચારિત્ર પરખો. ધાર. ૬
એહ ઉપદેશનો સાર સંક્ષેપથી
જે નરા ચિત્તમાં નિત્ય ધ્યાવે;
તે નરા દિવ્ય બહુકાલ સુખ અનુભવી,
નિયત આનંદ ઘન રાજ પાવે. ધાર. ૭

---

## (૧૫) શ્રીધર્મનાથ જિન સ્તવન.

( રાગ ગોડી રસિયાની દેશી. )

ધર્મ જિનેશ્વર-ગાઉં રંગશું, ભંગ મ પડશો હો પ્રીત; જિનેશ્વર.
બીજો મન મંદિર આણું નહિ, એ અમ કુલવટ રીત. જિ. ધ. ૧

ધર્મ ધર્મ કરતો જગ સહુ ફિરે, ધર્મ-ન જાણે હો મર્મ; જિ.
ધર્મ જિનેશ્વર-ચરણ ગ્રહ્યા પછી, કોઇ ન બાંધે હો કર્મ. જિ. ધ. ૨

પ્રવચન અંજન જો સદ્ગુરૂ કરે, દેખે પરમ નિધાન; જિ.
હૃદય નયણ નિહાળે જગધણી, મહિમા મેરૂ સમાન. જિ. ધ. ૩

દોડત દોડત દોડત દોડિયો, જેતી મનની રે દોડ; જિ.
પ્રેમ-પ્રતીત વિચારો ઢુકડી, ગુરૂગમ લેજો રે જોડ. જિ. ધ. ૪

એક પખી પ્રીતિ કેમ ૧પરવડે ?, ઉભય મિલ્યા હોય સંધિ; જિ.
હું રાગી હું મોહે ફંદિયો, તું નીરાગી નિર્બંધ. જિ. ધ. ૫

પરમ નિધાન પ્રગટ મુખ આગલે, જગત ઓલંઘી જાય; જિ.
જ્યોતિ વિના જુઓ જગદીશની, અંધો અંધ પલાય, જિ. ધ. ૬

નિર્મલ ગુણ મણિ-રોહણ ભૂધરા, મુનિજન માનસ હંસ; જિ.
ધન્ય ! તે નગરી ધન્ય ! વેલા ઘડી, માત પિતા કુલવંશ. જિ. ધ. ૭

મન મધુકર વર કરજોડી કહે, પદકજ નિકટ નિવાસ; જિ.
ઘનનામી આનંદઘન ! સાંભળો, એ સેવક અરદાસ. જિ. ધ. ૮

---

## (૧૬) શ્રી શાંતિનાથ જિન સ્તવન.

( રાગ મલ્હાર. )

શાંતિ જિન ! એક મુજ વીનતી, સુણો ત્રિભુવન રાય ! રે;
શાંતિ સ્વરૂપ કેમ જાણિયે ?, કહો મન કેમ પરખાય ? રે. શાં ૧

---

૧ પાઠાંતર-વિરહ પડે. એ બંધ બેસતો જણાતો નથી.

ધન્ય ! તું આતમ જેહને, એહવો પ્રશ્ન-અવકાશ રે;
ધીરજ મન ધરી સાંભળો, કહું શાંતિ [1] પ્રતિભાસ રે. શાં. ૨

ભાવ અવિશુદ્ધ સુવિશુદ્ધ જે, કહ્યા જિનવર દેવ રે;
તે તેમ [2] અવિતથ્થ સદ્દહે, પ્રથમ એ શાંતિપદ-સેવ રે. શાં ૩

આગમધર ગુરૂ સમકિતી, કિરિયા સંવર સાર રે;
સંપ્રદાયી અવંચક સદા, શુચિ અનુભવાધાર રે. શાં. ૪

શુદ્ધ આલંબન આદરી, તજી અવર જંજાલ રે;
તામસી વૃત્તિ સવિ પરિહરી, ભજે સાત્વિક સાલરે. શાં. ૫

ફલ વિસંવાદ જેહમાં નહીં, શબ્દ તે અર્થ સબંધી રે;
સકલ નયવાદ વ્યાપી રહ્યો, તે શિવ સાધન સંધી રે. શાં. ૬
વિધિ પ્રતિષેધ કરી આતમા, પદારથ અવિરોધ રે;
ગ્રહણ વિધિ મહાજને પરિગ્રહ્યો, ઇસ્યો આગમે બોધ રે. શાં. ૭
દુષ્ટજન-સંગતિ પરિહરી, ભજે સુગુરૂ-સંતાન રે;
જોગ સામર્થ્ય ચિત્ત ભાવથી, ધરે મુક્તિ નિદાન રે. શાં. ૮
માન અપમાન ચિત્ત સમગણે, સમગણે કનક પાષાણ રે;
વંદક નિંદક-સમગણે, ઇસ્યો હોય તું જાણ રે. શાં. ૯
સર્વ જગ જંતુને સમગણે, (સમ)ગણે તૃણમણિ ભાવ રે;
મુક્તિ સંસાર બેહુ સમગણે, મુણે ભવ જલ નિધિ નાવ રે. શાં ૧૦
આપણો આતમ ભાવજે, એક ચેતનાધારરે;
અવર સવી સાથ સંયોગથી, એ નિજ પરિકર સારરે. શાં. ૧૧
પ્રભુ મુખથી એમ સાંભલી, કહે આતમરામ રે;
તાહરે દરિસણે નિસ્તર્યો, મુજ સીધા સવી કામ રે. શાં. ૧૨
અહો ! અહો ! હું મુજને કહું, નમો મુજ નમો મુજ રે;
અમિત ફલ દાન-દાતારની, જેહની ભેટ થઇ તુજ રે. શાં. ૧૩

---

૧ સ્વરૂપ ૨ પાઠાંતર-અહાતત્થ.

શાંતિ-સ્વરૂપ સંક્ષેપથી, કહ્યો નિજ પર રૂપ રે;
આગમ માંહે વિસ્તર ઘણો, કહ્યો શાંતિ જિન ભૂપ રે. શાં. ૧૪
શાંતિ-સ્વરૂપ એમ ભાવસે, ધરી શુદ્ધ પ્રણિધાન રે;
આનંદઘન-પદ પામસે, તે લહેશે બહુમાન રે. શાં. ૧૫

## (૧૭) શ્રી કુંથુનાથ જિન સ્તવત.

(રાગ રામકલી.)

હો કુંથુજિન! મનડું કિમહિં ન બાઝે, હો કુંથુજિન! મ૦;
જિમજિમ જતન કરીને રાખું, તિમ તિમ અલગું ભાજે હો, કું. ૧
રજની વાસર વસતી ઉજડ, ગયણ પાયાલે જાય;
સાપ ખાયે ને મુખડું થોથું, એહ ઉખાણો ન્યાય હો. કું. ૨
મુક્તિ તણા અભિલાષી તપિયા, જ્ઞાનને ધ્યાન અભ્યાસે;
વયરીડું કાંઈ એહવું ચિંતે, નાખે અવળે પાસે હો. કું. ૩
આગમ આગમધરને હાથે, નાવે કિણ વિધ વાંકું;
[1]કિંહા કણે જો હઠ કરી [2]અટકું, તો વ્યાલ તણી પરે વાંકું હો. કું. ૪
જો ઠગ કહું તો ઠગતો ન દેખું, શાહુકાર પણ નાંહિ;
સર્વ માંહે ને સહુથી અલગું, એ અચરજ મન માંહિ હો. કું. ૫
જે જે કહું તે કાને ન ધારે, આપ મતે રહે કાલો;
સુર નર પંડિતજન સમજાવે, સમજે ન મારો સાલો હો. કું. ૬
મેં જાણ્યું એ લિંગ નપુંસક, સકલ મરદને ઠેલે;
બીજી વાતે સમરથ છે નર, એહને કોઇ ન ઝેલે હો. કું. ૭
મન સાધ્યું તેણે સઘળું સાધ્યું; એહ વાત નહિ ખોટી;
એમ કહે સાધ્યું તે નવી માનું, એ કહી વાત છે મોટી હો. કું. ૮

૧ પાઠાંતર-કિહાં. ૨ પા૦ હટકું.

મનડું દુરા રાધ્ય તેં વશ આણ્યું, આગમથી મતિ જાણું;
આનંદઘન પ્રભુ ! મારૂં જો આણો, તો સાચું કરી જાણું હો. કું. ૯

## (૧૮) શ્રી અરનાથ જિન સ્તવન.

(રાગ પરજિયો-મારૂ.)

ધરમ પરમ અરનાથનો, કેમ જાણું ? ભગવંત ! રે;
સ્વ પર સમય સમજાવીએ, મહિમાવંત ! મહંત રે ! ધ. ૧

શુદ્ધાતમ-અનુભવ સદા, સ્વસમય એહ વિલાસ રે;
[૧]પર વડ છાંહુડી જે પડે, તે પર સમય નિવાસ રે. ધ. ૨

તારા નક્ષત્ર ગ્રહ ચંદ્રની, જ્યોતિ દિનેશ મુઝાર રે;
દર્શન જ્ઞાન ચરણ થકી, શકિત નિજાતમ ધાર રે. ધ. ૩

ભારી પીળો ચીકણો, કનક અનેક તરંગ રે;
પર્યાય દૃષ્ટિ ન દીજિયે, એકજ કનક અભંગ રે. ધ. ૪

દરસન જ્ઞાન ચરણ થકી, અલખ સ્વરૂપ અનેક રે;
નિર્વિકલ્પ રસ પીજીએ, શુદ્ધ નિરંજન એક રે. ધ. ૫

પરમારથ પંથ જે કહે, તે રંજે એક તંત રે;
વ્યવહારે [૨]લખ જે રહે, તેહના ભેદ અનંત રે. ધ. ૬

વ્યવહારે લખ દોહિલો, કાંઈ ન આવે હાથ રે.
શુદ્ધ નય થાપના-સેવતા, નવી રહે દુવિધા સાથ રે. ધ. ૭

એક પખી લખી પ્રીતડી, તુમ સાથે જગનાથ રે.
કૃપા કરીને રાખજો, ચરણ તલે ગ્રહી હાથ રે. ધ. ૮

ચક્રી ધરમ તીરથ તણો, તીરથ ફલ તત સાર રે,
તીરથ સેવે તે લહે. આનંદઘન નિરધાર રે. ધ. ૯

---

૧ પાઠાંતર-પરવડી. ૨ લક્ષ્ય.

## (૧૯) શ્રી મલ્લિનાથ જિનસ્તવન.

(રાગ કાફી.)

સેવક કેમ અવગણિયે? હો મલ્લિજિન! એ અબ શોભા સારી;
અવર જેહને આદર અતિ દિયે, તેહને મૂલ નિવારી. હોમ. ૧
જ્ઞાન સ્વરૂપ અનાદિ તમારૂં, તેહ લીધું તમે તાણી.
જુવો અજ્ઞાન દશા રીસાણી, જાતાં કાણુ ન આણી. હોમ. ૨
નિદ્રા સુપન જાગર ઉજાગરતા; તુરિય અવસ્થા આવી;
નિદ્રા સુપન દશા રીસાણી, જાણી ન નાથ! મનાવી. હોમ. ૩
સમકિત સાથે સગાઇ કીધી, સપરિવાર સું ગાઢી;
મિથ્યામતિ અપરાધણ જાણી, ઘરથી બાહિર કાઢી. હોમ. ૪
હાસ્ય રતિ અરતિ શોક દુગંછા, ભય પામર [1]કરસાલી;
નો કષાય શ્રેણિ ગજ ચઢતાં, શ્વાન તણી ગતિ ઝાલી. હોમ. ૫
રાગ દ્વેષ અવિરતિની પરિણતિ, એ ચરણ મોહના યોધા;
વીતરાગ પરિણતિ પરિણમતાં, ઉઠી નાઠા [2]અજોધા. હોમ. ૬
વેદોદય કામા પરિણામા, કામ્યક× રસ સહુ ત્યાગી;
નિઃકામી કરૂણારસ-સાગર, અનંત ચતુષ્ક પદ [3]પાગી. હોમ. ૭
દાન વિઘન-વારો સહુ જનને, અભયદાન પદ દાતા;
લાભ વિઘન જગ વિઘન-નિવારક, પરમ લાભ રસ માતા. હોમ. ૮
વીર્ય વિઘન પંડિત વીર્યે હણી, પૂરણ પદવી યોગી;
ભોગોપભોગ દોય વિઘન નિવારી, પૂરણ ભોગ સુભોગી. હોમ. ૯
એ અઢાર દૂષણ વર્જિત તનુ, મુનિજન-વૃંદે ગાયા;
અવિરતિ રૂપક દોષ નિરૂપણ, નિર્દૂષણ મન ભાયા. હોમ. ૧૦
ઇણ વિધ પરખી મન વિસરામી, જિનવર-ગુણ જે ગાવે,
દીનબંધુની મહેર નજરથી, આનંદઘન પદ પાવે. હોમ ૧૧

૧ કનાશિ-ત્રણ કાનાવાળી, ૨ પા॰ જોધા. × પા॰ સમ્ય ક્રમ મદ. ૩ ઉપાધિ.

## ( ૨૦ ) શ્રી મુનિસુવ્રત જિન સ્તવન.

( રાગ કાફી. )

આતમ તત્ત્વ કયું જાણું ? જગતગુરૂ !, એ વિચાર મુજ કહિયે,
આતમ તત્ત્વ જાણ્યા વિણુ નિર્મલ ચિત્ત–સમાધિ નવિ લહિયે.
મુનિ સુવ્રત જિનરાજ ! એક મુજ વીનતી નિસુણો. ૧
કોઇ અબંધ આતમતત[1] માને, કિરિયા કરતો દીસે;
ક્રિયા તણું ફલ કહો કોણ ભોગવે ?, એમ પૂછ્યું ચિત્ત રીસે. મુ. ૨
જડ ચેતન એ આતમ એકજ, સ્થાવર જંગમ સરિખો;
સુખ દુઃખ શંકર દૂષણ આવે, ચિત્ત વિચારીજો પરિખો. મુ. ૩
એક કહે નિત્યજ આતમ તત, આતમ દરસણ લીનો;
કૃત વિનાશ અકૃતાગમ દૂષણ, નવિ દેખે મતિ હીણો. મુ. ૪
સૌગત મતરાગી કહે વાદી, ક્ષણિક એ આતમ જાણો;
બંધ મોક્ષ સુખ દુઃખ નવિ ઘટે, એહ વિચાર મન આણો. મુ. ૫
ભૂત ચતુષ્ક વર્જિત આતમ તત, સત્તા અલગી ન ઘટે;
અંધ શકટ જો નજરે ન દેખે, તો શું કીજે શકટે ?. મુ. ૬
એમ અનેક વાદી મત–વિભ્રમ, સંકટ પડિયો ન લહે;
ચિત્ત–સમાધિ તે માટે પૂછું, તુમ વિણુ તત કોઇ ન કહે. મુ. ૭
વલતું જગગુરૂ ઇણિપરે ભાંખે, પક્ષપાત સવી છંડી;
રાગ દ્વેષ મોહ પખ વર્જિત, આતમસું રઢ મંડી. મુ. ૮
આતમ–ધ્યાન કરે જો કોઉ, સો ફિર ઇણમે નાવે;
વાગ્જાલ બીજું સહુ જાણે, એ તત્ત્વ ચિત્ત ચાવે. મુ. ૯
જેણે વિવેક ધરી એ પખ ગ્રહિયો, તે તત જ્ઞાની કહિયે;
શ્રી મુનિ સુવ્રત ! કૃપા કરો તો, આનંદઘન પદ લહિયે. મુ. ૧૦

---

૧. તત્ત્વ.

## ( ૨૧ ) શ્રી નેમિનાથ જિન સ્તવન.

( રાગ આશાવરી. )

ષડ્ દર્શન જિન-અંગ ભણીજે, ન્યાસ ષડંગ જે સાધે રે;
નમિ જિનવરના ચરણ ઉપાસક, ષડ્ દર્શન આરાધે રે ષ. ૧
જિન સુર પાદપ પાય [1]વખાણો, સાંખ્ય જોગ દોય ભેદે રે;
આતમ સત્તા વિવરણ કરતા, લહો દુગ અંગ અખેદે રે. ષ. ૨
ભેદ અભેદ સુગત મિમાંસક, જિનવર દોય કર ભારી રે;
લોકાલોક અવલંબન ભજિયે, ગુરૂગમથી અવધારી રે. ષ. ૩
લોકાયતિક કૂંખ જિનવરની, અંશ-વિચાર જો કીજે રે;
તત્ત્વ વિચાર સુધારસ ધારા, ગુરૂગમ વિણ કેમ પીજે? રે. ષ. ૪
જૈન જિનેશ્વર વર ઉત્તમાંગ, અંતરંગ બહિરંગે રે;
અક્ષર ન્યાસ ધરા આરાધક, આરાધે ધરી સંગે રે. ષ. ૫
જિનવરમાં સઘલા દર્શન છે, દર્શને જિનવર-ભજના રે.
સાગરમાં સઘલી તટિની સહી, તટિનીમાં સાગર-ભજના[2] રે. ષ. ૬
જિન સ્વરૂપ થઈ જિન-આરાધે, તે સહી જિનવર હોવે રે;
ભૃંગી ઇલિકાને ચટકાવે, તે ભૃંગી જગ જોવે રે. ષ. ૭
ચૂરણિ ભાષ્ય સૂત્ર નિર્યુક્તિ, વૃત્તિ પરંપર-અનુભવ રે;
સમય પુરૂષના અંગ કહ્યા એ, જે છેદે તે દુરભવ રે. ષ. ૮
મુદ્રા બીજ ધારણા અક્ષર,-ન્યાસ અર્થ વિનિયોગે રે;
જે ધ્યાવે તે નવી વંચિજે, ક્રિયા અવંચક ભોગે રે. ષ. ૯
શ્રુત અનુસાર વિચારી બોલું, સુગુરૂ તથાવિધ ન મિલે રે;
કિરિયા કરી નવી સાધી શકિયે, એ વિખવાદ ચિત્ત સઘલે રે. ષ. ૧૦

---

૧ પાઠાંતર-વખાણું. ૨ પા૦-વર્જના.

તે માટે ઉભો કરજોડી, જિનવર આગલ કહીએ રે;
સમય ચરણ-સેવા શુદ્ધ દેજો, જેમ આનંદઘન લઈએ રે. ષ૦ ૧

## ( ૨૨ ) શ્રી નેમીશ્વર જિન સ્તવન.

( રાગ મારૂણી. ધરણ્યાઢોલા. એ દેશી. )

અષ્ટ ભવાંતર વાલહો રે, તું મુજ આતમ રામ; મનરા રે વાલ્હા
મુક્તિ સ્ત્રી શું આપણે રે, સગપણ કોઇ ન કામ. મનરા૦
ઘર આવો હો વાલિમ ! ઘર આવો, મારી આશાના વિશ્રામ; ગ
રથ ફેરો હો સાજન ! રથ ફેરો, સાજન ! મારા મનોરથ-સાથ. મ૦
નારી પખો શ્યો નેહલો ? રે, સાચ [1]કહું જગ-નાથ !; મ૦
ઈશ્વરે અર્ધાંગે ધરી રે, તું મુજ ઝાલે ન હાથ !. મ૦
પશુજનની કરૂણા કરી રે, આણી હ્રુદય વિચાર; મ૦
માણસની કરૂણા નહિ ! રે, એ કુણ ઘર-આચાર ?. મ૦
પ્રેમ કલ્પતરૂ છેદિયો રે, ધરિયો યોગ ધતૂર; મ૦
એ ચતુરાઇરો કુણ કહો રે, ગુરૂ મલિયો જગ સૂર. મ૦
મારૂં તો એમાં કંઈ નહિં રે, આપ વિચારો રાજ !; મ૦
રાજ સભામાં બેસતા રે, કિસરી વધસી લાજ ?. મ૦
પ્રેમ કરે જગ જન સહુ રે, નિરવાહે તે ઓર; મ૦
પ્રીતિ કરીને છોડી દે રે, તે શું ન ચાલે જોર. મ૦
જો મનમાં એવું હતું રે, નિસપતિ કરત ન જાણ; મ૦
નિસપતિ કરીને છોડતાં રે, માણુમ હુવે નુકસાન. મ૦
દેતા દાન સંવત્સરી રે, સહુ લહે વંચ્છિત પોષ; મ૦
સેવક વંચ્છિત નવી લહે રે, તે સેવકનો દોષ. મ૦ ૯

---

૧ પાઠાંતર-કહે.

સખી કહે એ શામલો રે, હું કહું લક્ષણ સેત; મ૦
ઈણ લક્ષણે સાચી સખી રે, આપ વિચારો હેત. મ૦ ૧૦
રાગી શું રાગી સહુ રે, વૈરાગી ( શ્રી ) સ્યો રાગ ? મ૦
રાગ વિના કેમ દાખવો ? રે, મુગતિ સુંદરી-માગ. મ૦ ૧૧
×એક ગુહ્ય ઘટતું નથી રે, સઘળો જાણે લોગ; મ૦
અનેકાંતિક ભોગવો રે, બ્રહ્મચારી ગતરોગ, મ૦ ૧૨
જિણ જોણી[1] તમને જોઉં રે, તિણ જોણી જુવો રાજ !; મ૦
એકવાર મુજને જુવો રે, તો સીજે મુજ કાજ. મ૦ ૧૩
મોહ-દશા ધરી ભાવના રે, ચિત્ત લહે તત્ત્વ વિચાર; મ૦
વીતરાગતા આદરી રે, પ્રાણનાથ ! નિરધાર. મ૦ ૧૪
સેવક પણ તે આદરે રે, તો રહે સેવક-મામ[2]; મ૦
આશય સાથે ચાલિયે રે, એહી જ રૂડું કામ. મ૦ ૧૫
ત્રિવિધ યોગ ધરી આદર્યોરે, નેમનાથ ભરતાર; મ૦
ધારણ પોષણ તારણોરે, નવરસ મુક્તાહાર. મ૦ ૧૬
કારણરૂપી પ્રભુ ભજ્યોરે, ગણ્યો ન કાજ અકાજ; મ૦
કૃપા કરી મુજ દીજીએરે, આનંદઘનપદ-રાજ. મ૦ ૧૭

---

## ( ૨૩ ) શ્રી પાર્શ્વનાથ જિન સ્તવન.

( રાગ સારંગ દેશી રસિયાની )

ધ્રુવપદ રામી હો સ્વામી ! માહરા, નિઃકામી ગુણરાય; સુજ્ઞાની.
નિજગુણ કામી હો પામી તું ધણી, ધ્રુવ આરામી હો થાય. સુ. ધ્રુ. ૧
સર્વ વ્યાપી કહે સર્વ જાણગપણે, પર પરિણમન સ્વરૂપ, સુ.
પરરૂપે કરી તત્ત્વપણું નહિ, સ્વ સત્તા ચિદ્રૂપ. સુ. ધ્રુ. ૨
જ્ઞેય વિનાશે હો જ્ઞાન વિનશ્વરૂ, કાલ પ્રમાણે થાય; સુ.
સ્વકાલે કરી સ્વસત્તા સદા, તે પર રીતે ન જાય. સુ ધ્રુ. ૩

× પાઠાન્તર-એક. ૧ જોવાની રીતિ-દૃષ્ટિ ૨ મર્મ, ઇજ્જત.

પરભાવે કરી પરતા પામતા, સ્વ સત્તા શિર ઠાણ; સુ.
આતમ ચતુષ્ક મયી પરમાં નહિ, તો કેમ સહુનો જાણ? સુ. ધ્રુ. ૪
અગુરૂ લઘુ નિજ ગુણને દેખતાં, દ્રવ્ય સકલ દેખંત; સુ.
સાધારણ ગુણની સાધર્મ્યતા, દર્પણ-જલનો દ્રષ્ટાંત. સુ. ધ્ર. ૫
શ્રી પારસ જિન પારસ રસ સમો, પણ ઇહાં ૧ પારસ નાંહિ; સુ.
પૂરણ રસિયો હો નિજ ગુણ ૨ પરસનો, આનંદઘન મુજ માંહિ. સુ. ધ્રુ. ૬

---

## (૨૪) શ્રી વર્દ્ધમાન જિન સ્તવન.

(રાગ ધન્યાશ્રી.)

+શ્રી વીરજીને ચરણે લાગું, વીરપણું તે માગું રે;
મિથ્યા મોહ તિમિર ભય ભાગ્યું, જીત નગારૂં વાગ્યું રે. શ્રી. ૧
છદ્મસ્થ વીરજ લેસ્યા સંગે, અભિસંધિજ મતિ અંગે રે;
સૂક્ષ્મ સ્થુલ ક્રિયાને રંગે, યોગી થયો ઉમંગે રે. શ્રી. ૨
અસંખ્ય પ્રદેશે વીર્ય અસંખે, યોગ અસંખિત કંખે રે;
પુદ્ગલ ગણ તેણે +લેસ્યા વિશેષે, યથાશક્તિ મતિ લેખે રે. શ્રી. ૩
ઉત્કૃષ્ટે વીરજને આવેસે, યોગ-ક્રિયા નવી પેસેરે;
યોગ તણી ધ્રુવતાને લેશે, આતમ શક્તિ ન ખેસેરે. શ્રી. ૪
કામ વીર્ય વશે જેમ યોગી, તેમ આતમ થયો ભોગીરે;
શૂરપણે આતમ ઉપયોગી, થાય તેહ અયોગીરે. શ્રી. ૫
વીરપણું તે આતમ ઠાણે, જાણ્યું તુમચી વાણેરે;
ધ્યાન વિન્નાણે શક્તિ પ્રમાણે, નિજ ધ્રુવપદ પહિચાણે રે. શ્રી. ૬
આલંબન સાધન જે ત્યાગે, પર પરિણતિને ભાગે રે;
અક્ષય દર્શન જ્ઞાન વૈરાગે, આનંદઘન પ્રભુ જાગ રે. શ્રી. ૭

---

૧ પડખે રહેનાર. ૨ પાઠાંતર-પરસમાં=(સ્પર્શવામાં)
+ પાઠાંતર-વીર જિનેશ્વર ચ૦ + પા૦-લેશુ.

અધ્યાત્મયોગી શ્રીમાન્ આનંદઘનજી મહારાજ કૃત.

# ×પાંચ સમિતિની ઢાલો.

દોહરો.

પંચ મહાવ્રત આદરી, આતમ કરો વિચાર;
અહો મુજ પ્રત્યક્ષ થયો, ધન્ય ! ધન્ય ! અવતાર. ૧

ઢાલ ૧ લી. ( ચિત્રોડા રાજાએ. એ દેશી. )

વિનંતી અવધારોરે, ઇરિયાયેં ચાલો રે;
શક્તિ સંભાલો આત્મ સ્વભાવની રે. ૧

ઇરિયા તે કહીએરે, સુમતિસું ભેટ લહિયે રે;
પૂંઠ તવ વાલી કુમતિ–સંગથી રે ૨

દ્રવ્યથી પણ સારરે, કિલામણા લિગાર રે;
રખે[1] નવી ઉપજે હવે પર પ્રાણને રે. ૩

મુનિ ! મારગ ચાલોરે, દ્રવ્ય ભાવસું મ્હાલો રે;
આત્મને અજવાલો ભવ દવ ચક્રથી રે. ૪

એમ સુમતિ ગુણ પામીરે, પરભાવને વામી રે;
કહે હવે સ્વામી આનંદઘન તે થયો રે. ૫

---

× આ અપ્રગટ કૃતિ છે એક જીર્ણ પત્ર ઉપરથી લખેલ છે જો કે લખાણ અશુદ્ધ છતાં યથામતિ સંશોધન કરેલ છે તથાપિ અશુદ્ધતા છદ્મસ્થતાને લઇને રહેવા સંભવ છે તો સુજ્જનોએ સંશોધન કરી 'સંગ્રહ કર્ત્તા' ને જણાવવા ભલામણ કરવામાં આવે છે. ૧ કદાપિ.

મુનિ માર્ગ રૂડી પરે સાધજો રે,
પર છોડીને નિજ સંભાર રે. સુ. ૧
પારિઠાવણિયા નામ વલી જે કહ્યું રે,
તે તો પરિહરવો પર ભાવ રે. સુ.
આદર કરવો નિજ સ્વભાવનો રે,
એ તો અકલ સ્વભાવ કહેવાય રે. સુ. ૨
પર પુદ્‌ગલ મુનિ પરઠવે રે,
વિચાર કરી ઘટમાંય રે; સુ.
લોક સંજ્ઞાને જે મુનિ પરિહરે રે,
ગતિ ચાર પછે વોસરાય રે. સુ. ૩
અનાદિનો સંગ વલી જે હતો રે,
તેનો હવે કરે મુનિ ત્યાગ રે; સુ.
વિકલ્પ ને સંકલ્પ ટાલવા રે,
વલી જે થયા ઉજમાલ રે. સુ. ૪
અનાચીર્ણ મુનિ પરઠવે રે,
તે જાણીને અનાચાર રે. સુ.
આચારને વલી મુનિ આદરે રે,
કર્ત્તા કાર્ય સ્વરૂપી થાય રે. સુ. ૫
ખટ્ દ્રવ્યનો જાણપણું કહ્યું રે,
તે જે જાણે આપ સ્વભાવ રે; સુ.
સ્વભાવનો કર્ત્તા વલી જે થયો રે,
તે તો અનવગાહી કહેવાય રે. સુ. ૬
સુમતિસું હવે મુનિ મ્હાલતા રે,
ચાલતા સમિતિ સ્વભાવ રે; સુ.

કુમતિથી દષ્ટિ નહિ જોડતા રે,
વલી તોડતા જે વિભાવ રે. સુ૦ ૭

પર પરિણતિ કહે સુણ સાહેબા રે,
તમે મુજને મુકી કેમ ? રે; સુ૦
કહો મુનિ ! કવણ અપરાધથી રે,
તમે મુજને છોડી એમ રે. સુ૦ ૮

મેં મારો સ્વભાવ નવી છોડિયો રે,
નથી માહરો કોઇ વિભાવ રે; સુ૦
પંચરંગી માહરૂં સ્વરૂપ છે રે,
તેને આદરૂં હું સદા કાલ રે. સુ૦ ૯

વર્ણ ગંધ રસાદિ છોડું નહિ રે,
તો ક્યો અવગુણ કહેવાય ? રે; સુ૦
કદી અવર સ્વભાવ ન આદરૂં રે,
સડણ પડણ વિધ્વંસન ન છંડાય રે. સુ૦ ૧૦

સિદ્ધ જીવથી અનંત ગુણ કહ્યા રે,
મારા ઘરમાં જે ચેતનરાય રે, સુ૦
તે સઘલા મારે વશ થઇ રહ્યા રે,
તમથી છોડીને કેમ જવાય ? રે. સુ૦ ૧૧

તવ મુનિવર કહે કુમતિ ! સુણો રે,
તારૂં સ્વરૂપ જાણ્યુ અમે આજ રે, સુ૦
તારા સ્વરૂપમા જિમ તું મગન છે રે,
મારા સ્વરૂપમાં થયો હુ આજ રે. સુ૦ ૧૨
મારૂં સ્વરૂપ અનંત મેં જાણિયું રે,
તે તો અક્ષય અક્ષય કહેવાય રે, સુ૦

સુમતિથી સ્વભાવમાં રંગે રમું રે,
તારા સામું જોયું કેમ જાય ? રે. સુ૦ ૧૩

તારે મારે હવે તો નહિ બને રે,
તમે તમારે ઘરે હવે જાઓ રે; સુ૦
આટલા દાડા હું બાલપણે હતો રે,
હવે પંડિત વીર્ય પ્રગટાયો રે. સુ૦ ૧૪

સુમતિથી મેં આદર માંડીઓ રે,
એ તો બહુ ગુણવંતી કહેવાયરે; સુ૦
સુમતિના ગુણ પ્રગટપણે રે,
મેં તો લીધા ઉપયોગ માંય રે. સુ૦ ૧૫

સાંભલ સુમતિના ગુણ કહું રે,
જે અમલ અખંડ કહેવાય રે; સુ૦
સ્થિરતા પણું સુમતિમાં ઘણું રે,
તુજમાં તો અસ્થિરતા સમાય રે. સુ૦ ૧૬

તારા સુખ તો મેં હવે જાણિયા રે,
દુઃખ દાયક સદા કાલ રે; સુ૦
તારો સુખ વિભાવ કહેવાય છે રે,
તે તો પુન્ય પાપનો ખ્યાલ રે. સુ૦ ૧૭

જ્ઞાની તો એહને સુખ નવી કહે રે,
સુખ તો જાણ્યું એક સ્વભાવ રે; સુ૦
તારા પૂંઠે પડ્યા તે તો આંધલા રે,
ભવ કૂપમાં પડ્યા સદાય રે. સુ૦ ૧૮

તારૂં સ્વરૂપ મેં બહુ જાણિયું રે,
તું તો જડ સ્વરૂપ કહેવાય રે; સુ૦

જડપણું પ્રગટ મેં જાણિયું રે,
તું તો પર પુદ્ગલમાં સમાય રે. સુ૦ ૧૯

તેનો વિવરો પ્રગટ હવે સાંભળો રે,
સંસાર સમુદ્ર અથાહ રે; સુ૦
તૃષ્ણા રૂપ જલ તે ગાજે ઘણું રે,
પણ પીધે તૃપતિ ન થાય રે. સુ૦ ૨૦

તે સમુદ્રનો અધિષ્ઠાયક વલી રે,
તે તો નામે મોહ ભૂપાલ રે; સુ૦
તેના પ્રધાન વલી પંચ છે રે,
તે તલેં[૧] ત્રેવીશ છડીદાર છે રે. સુ૦ ૨૧

રાજ્યધાની ત્રેવીશ જણને ભાલવી રે,
તેની ખબર રાખે તે પંચ રે; સુ૦
રાજ્યધાની એવી તે મેલવી રે,
ધર્મરાયનું લૂટેં ધન-સંચ રે. સુ૦ ૨૨

બાહ્યધર્મી જે એને આદરે રે,
તેને લોલવે તે છડીદાર રે; સુ૦
વશ કરી સોંપે મોહરાયને રે,
મોહ કરાવે પ્રમાદ-પ્રચાર રે. સુ૦ ૨૩

તેથી જાય નરક નિગોદમાં રે,
તિહાં કાલ અનાદિ ગમાય રે; સુ૦
દૃઢ ધર્મી એથી નવી ચલે રે,
જેહને કીધા ક્ષાયક ભાવ રે. સુ૦ ૨૪

---

૧ મોહના હાથ નીચે.

પ્રમાદીને મોહ પીડે ઘણું રે,
અપ્રમાદી ઘરે નવી જાય રે; સુ૦
તેણે પંચ મહાવ્રત આદર્યા રે,
છોડયા સર્વ અનાચાર રે. સુ૦ ૨૫

આચારથી હું હવે નવી ચલું રે,
સુણ મુજ ચિત્તના અભિપ્રાય રે; સુ૦
કુમતિજી ! કહું તમને એટલું રે,
મારા સધર્મી છે અનંત કાય રે. સુ૦ ૨૬

તે સર્વને દાસપણું દીઓ રે,
તે સાલે છે મુજ ચિત્તમાંય રે; સુ૦
શું કીજે ? પૂંઠ તે નવી ફેરવે રે,
તો પણ મુજને દયા થાય રે. સુ૦ ૨૭

તેથી દેશના બહુ વિધ કરૂં રે,
જિહાં ચાલે મારો પ્રયાસ રે; સુ૦
ચેતનજીને બહુપરે પ્રીછવું રે,
તેને બતાવું સ્થિર વાસ રે. સુ૦ ૨૮

તે તો તારે વશ ફરી ન હોવે રે,
તને વોસરાવી શિવ થાય રે; સુ૦
ધર્મરાયની આણને અનુસરે રે,
તે તો આનંદઘન મહારાય રે. સુ૦ ૨૯



## શ્રીમાન્ જ્ઞાનવિમલસૂરિ કૃત પાંચ વ્યવહારની ઢાલ.

( એ છીંડી કિહાં રાખી. એ દેશી. )

શ્રી જીનવરદેવે ભવિ હેતે, મુગતિ તણો પંથ દાખ્યો;
જ્ઞાન દર્શન ચારિત્ર તપ ચઉવિધ, એથી શિવસુખ ચાખો રે.

આતમ! અનુભવ ચિત્તમાં ધારો, જેમ ભવ ભ્રમણ નિવારો રે. આ. ૧

જ્ઞાન થકી સવી ભાવ જણાયે, દર્શને તાસ પ્રતીત.
ચારિત્ર આવતા આશ્રવ રૂંધે, પૂર્વ શોષે તપ નિત રે. આ. ૨

જ્ઞાન દર્શન બેહું સહચારી, ચારિત્ર તસ ફલ કહિયે;
નિરાસંશ તપ કર્મ ખપાવે, તો આતમ ગુણ લહિયે રે. આ. ૩

તે ચારિત્ર નિશ્ચયથી નિજ ગુણ, સુમતિ ગુપ્તિ વ્યવહાર;
જ્ઞાનક્રિયા સમ્મત ફલ કહિયે, ચારિત્રનો નિરધાર રે. આ. ૪

તે વ્યવહાર કહ્યો પણ ભેદે, પંચમ અંગ મુઝાર;
પ્રથમ આગમ[1] શ્રુત[2] ને આણા[3], ધારણા[4] જીત[5] વિચાર રે. આ. ૫

કેવલી મણપજ્જવ ને ઓહી, ચઉદ પૂર્વ દશ પૂર્વ;
નવ પૂર્વ લગે ખટ્ વિધ આગમ,–વ્યવહારી હોય સર્વ રે. આ. ૬

શેષ પૂર્વ આચાર પ્રકલ્પહ (ક), છેદાદિક સવી જાણ;
શ્રુત વ્યવહાર કહી જે બીજો, અતિશય વિણુ જે નાણ રે. આ. ૭

દેશાંતર સ્થિત બેહું ગીતારથ, જ્ઞાન ચરણ ગુણ વલગા;
કોઈ કારણથી મિલન ન હોવે, તિણુ હેતેં કરી અલગા રે. આ. ૮

પ્રશ્ન સકલ પૂછેવા કાજે, ગુપ્તિ મુનિ પાસે મૂકે;
તેહ [ થી ? ] ગ્રહીને ઉત્તર ભાંખે, પણ આશય નવી ચૂકે રે. આ. ૯

તેની આણા તહત કરીને, જે નિઃશંક પ્રમાણ;
જેમ તૃષિત સર નદી ન પામે, પણ તસ જલે તૃષા હાણ રે. આ. ૧૦

તે આણા વ્યવહાર કહી જે, એ ત્રીજો પણ બેહું પ્રરિખો;
ગૂઢ આલોચના પદ જે ભાંખ્યા, તે પ્રાયશ્ચિત્તે પરખો રે. આ. ૧૧

જીત વ્યવહાર સુણો હવે પંચમ, દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવ;
પુરૂષ સાહસ ને પડિસેવા, ગાઢ અગાઢ હેતુ દાવ રે. આ. ૧૨

ઇત્યાદિક બહુ ભાખ્યો ગીતારથ, તેણે જે શુભ આચરિયો;
આગમમાં પણ જે ન નિષેધ્યું, અવિધિ અશુદ્ધ નવિ ધરિયો રે. આ.૧૩

પૂરવ ચાર વ્યવહાર ન બાધે, સાધે ચારિત્ર યોગ;
પાપભીરૂ પંચાંગી સમ્મત, સંપ્રદાયી ગુરૂ લોગરે. આ. ૧૪

ગચ્છગત અનુયોગી ગુરૂ સેવી, અનિયતવાસી આઉત્ત;
એ પણ ગુણ સંયમનો ધારી, તેહજ જીત પવિત્તરે. આ. ૧૫

પાસત્થો ઉસન્નો કુશીલો, સંસત્તો અહાછંદો;
એ પંચ દોષને દૂર ન કરે, અને મુનિપણું ભાંખે મંદરે. આ. ૧૬

ગુણ હીણોને ગુણાધિક સરિખો, થાય જે અજાણી;
દર્શન અસાર તો ચરણ કિહાંથી, એ ધર્મદાસ ગણી વાણીરે. આ.૧૭

ગુણ–પક્ષી ને ગુણનો રાગી, શક્તિ વિધિ ઉજમાલ;
શ્રદ્ધા જ્ઞાન કથે ને કરણી, તે મુનિ–વંદું ત્રિકાલરે. આ. ૧૮

વિષમકાલ માંહે પણ એ ગુણ, પરખી જે મુનિ વંદે;
પ્રવચનને અનુસારણી ક્રિયા, કરતો ભવ ભય છેદે રે. આ. ૧૯

એહ સુત્ત વ્યવહાર તણે બલ, શાસન જિનનું દીપે;
સંપ્રતિ દુપ્પસહ સૂરિ લગેં એ, કુમતિ કદાગ્રહને જીપેરે. આ. ૨૦

ઇણ વ્યવહારે જે વ્યવહરસે, સંયમનો ખપ કરશે;
જ્ઞાન વિમલ ગુરૂને અનુસરસે, તે ભવ સિંધુને તરસેરે. આ. ૨૧



ઉપાધ્યાય શ્રી વિનયવિજયજી રચિત—

# આરાધના (પુણ્ય પ્રકાશ)નું સ્તવન.

દોહરા.

સકલ સિદ્ધિ-દાયક સદા, ચોવીશે જિનરાય;
સદ્ગુરૂ સ્વામિની સરસ્વતી, પ્રેમે પ્રણમું પાય. ૧
ત્રિભુવનપતિ ત્રિશલા તણો, નંદન ગુણ ગંભીર;
શાસન નાયક જગ જયો, વર્દ્ધમાન વડવીર. ૨
એક દિન વીર જિણંદને, ચરણે કરી પ્રણામ;
ભવિક જીવના હિત ભણી, પૂછે ગૌતમ સ્વામ. ૩
મુક્તિ-માર્ગ આરાધિયે, (કહો) કેણિ પરે અરિહંત;
સુધા સરસ તવ વચન રસ, ભાંખે શ્રી ભગવંત. ૪
અતિચાર આલોઇયે, વ્રત ધરિયે ગુરૂ-શાખ;
જીવ ખમાવો સયલ જે, યોનિ ચોરાશી લાખ. ૫
વિધિ શું વલી વોસરાવિયે, પાપસ્થાનક અઢાર;
ચાર શરણ નિત્ય અનુસરો, નિંદો દુરિત આચાર. ૬
શુભ કરણી અનુમોદિયે, ભાવ ભલો મન આણિ;
અણસણ અવસર આદરી, નવ પદ જપો સુજાણ. ૭
શુભ ગતિ-આરાધન તણા, એ છે દશ અધિકાર;
ચિત્ત આણીને આદરો, જિમ પામો ભવપાર. ૮

ઢાલ ૧ લી. (એ છીંડી કિહાં રાખી, એ દેશી.)

જ્ઞાન દર્શન ચારિત્ર તપ વીરજ, એ પાંચે આચાર;
એહ તણા ઇહભવ પરભવના, આલોઇયે અતિચારરે.
પ્રાણી ! જ્ઞાન ભણો ગુણ ખાણી, વીર વદે એમ વાણીરે. પ્રા. ૧

ગુરૂ ઓલવિયે નહિ ગુરૂ વિનયેં, કાલે ધરી બહુમાન;
સૂત્ર અર્થ તદુભય કરી સૂધાં, ભણિયે વહી ઉપધાનરે. પ્રા. ૨

જ્ઞાન ઉપકરણ પાટી પોથી, ઠવણી નોકરવાલી;
તેહ તણી કીધી આશાતના, જ્ઞાન ભક્તિ ન સંભાલીરે. પ્રા. ૩

ઈત્યાદિક વિપરિત પણાથી, જ્ઞાન વિરાધ્યું જેહ;
આ ભવ પરભવ વલીરે ભવો ભવ, મિચ્છામિ દુક્કડં તે હરે.
પ્રાણી ! સમકિત લ્યો શુદ્ધ જાણી. ૪

જિન વચને શંકા નવિ કીજે, નવિ પરમત અભિલાષ;
સાધુ તણી નિંદા પરિહરજો, ફલ-સંદેહ મ રાખરે. પ્રા. સ. ૫

મૂઢપણું છંડો પરશંસા, ગુણવંતને આદરિયે;
સાહમ્મિને[1] ધર્મે કરી સ્થિરતા, ભક્તિ પ્રભાવના કરિયેરે. પ્રા. સ.

સંઘ ચૈત્ય પ્રાસાદ તણો જે, અવર્ણવાદ મન લેખ્યો;
દ્રવ્ય દેવકો જે વિણસાડ્યો, વિણસંતાં ઉવેખ્યોરે. પ્રા. સ. ૭

ઈત્યાદિક વિપરીતપણાથી, સમકિત ખંડ્યું જેહ;
આ ભવ પર ભવ વલીરે ભવોભવ, મિચ્છામિ દુક્કડં તેહરે.
પ્રાણી ! ચારિત્ર લ્યો ચિત્ત આણી. ૮

પાંચ સમિતિ ત્રણ ગુપ્તિ વિરાધી, આઠે પ્રવચન માય;
સાધુ તણે ધર્મે પ્રમાદે, અશુદ્ધ વચન મન કાયરે. પ્રા. ચા. ૯

શ્રાવકને ધર્મે સામાયિક, પોસહમાં મન વાલી;
તે જયણા પૂર્વક જે આઠે, પ્રવચન માય ન પાલીરે. પ્રા. ચા. ૧૦

ઇત્યાદિક વિપરીતપણાથી, ચારિત્ર ડહોલ્યું જેહ;
આ ભવ પરભવ વલીરે ભવો ભવ, મિચ્છામિ દુક્કડં તેહરે પ્રા. ચા. ૧૧

---

૧ સાધર્મી.

બાર ભેદે તપ નવિ કીધું, છતે જોગે નિજ શકતે;
ધર્મે મન વચ(ન) કાયા વીરજ. નવિ ફોરવિયું ભકતેરે પ્રા. ચા. ૧૨
તપ વીરજ આચાર એણી પરે, વિવિધ વિરાધ્યા જેહ;
આ ભવ પરભવ વલીરે ભવો ભવ, મિચ્છામિ દુક્કડં તેહરે. પ્રા. ચા.૧૩
વલીય વિશેષે ચારિત્ર કેરા. અતિચાર આલોઇયે;
વીર જિનેશ્વર વયણ સુણીને, પાપ મેલ સવી ધોઇયેરે. પ્રા. ચા.૧૪

---

ઢાલ ૨ જી. (પામી સુગુર પસાય, એ દેશી.)

પૃથ્વી પાણી તેઉરે, વાયુ વનસ્પતિ; એ પાંચે થાવર કહ્યા એ,
કરી કર્ષણ આરંભરે, ખેત્ર જે ખેડિયા; કૂવા તલાવ ખણાવિયાએ. ૧
ઘર આરંભ અનેક રે, ટાંકા ભોયરાં; મેડી માલ ચણાવિયાએ.
લિંપણ ગુંપણ કાજરે, એણીપરેં પરં પરેં; પૃથ્વીકાય વિરાધિયાએ.૨
ધોવણ નાવણ પાણીરે, ઝીલણ અપકાય; છોતી ધોતી કરી દુહવ્યાએ.
ભાઠીગર કુંભારરે, લોહ સોવનગરા; ભાડ ભુંજા લિહારાગરાએ. ૩
તાપણ શેકણ કાજરે, વસ્ત્રનિખારણ; રંગણ રાંધણ રસવતીએ.
એણી પરેં કર્માદાનરે, પરે પરે કેવલી, તેઉ વાયુ વિરાધિયાએ. ૪
વાડી વન આરામરે, વાવી વનસ્પતિ; પાન ફૂલ ફૂલ ચુંટિયાએ.
પોંક પાપડી શાકરે, સેકયા સૂકવ્યાં; છેદ્યાં છુંદ્યાં આથિયાએ. ૫
અલસી ને એરંડરે, ઘાણી ઘાલીને; ઘણા તિલાદિક પીલિયાએ.
ઘાલી કોલુ માંહિરે, પીલી સેલડી; કંદ મૂલ ફલ વેચિયાએ. ૬
એમ એકેંદ્રિય જીવરે, હણ્યા હણાવિયા; હણતા જે અનુમોદિયાએ.
આ ભવ પરભવ જેહરે, વલીરે ભવો ભવ; તે મુજ મિચ્છામિ દુક્કડંએ ૭
કૃમી સરમિયા કીડારે, ગાડર ગંડોલા; ઇયલ પોરા અલશિયાએ.
વાળા જળો ચુડેલરે, વિચલિત રસ તણા, વલી અથાણા પ્રમુખનાએ.
એમ બેઇંદ્રિય જીવરે, જે મે દુહવ્યા, તે મુજ મિચ્છામિ દુક્કડંએ. ૮

ઉદ્દેહી જૂં લીંખરે, માંકડ મંકોડા; ચાંચડ કીડી કુંથુઆએ.
ગદ્દહિયા ઘીમેલરે, કાન ખજુરડા; ગીંગોડા ધનેરિયાએ.
એમ તેઇંદ્રિય જીવરે, જે મેં દુહવ્યા; તે મુજ મિચ્છામિ દુક્કડં એ.૯
માંખી મચ્છર ડાંસરે, મસા પતંગિયા; કંસારી કોલિયાવડાએ.
ઢીંકણ વિછુ તીડરે, ભમરા ભમરિયો; કોતા બગ ખડમાંકડીએ.
એમ ચૌરિંદ્રિય જીવરે, જે મેં દુહવ્યા; તે મુજમિચ્છામિ દુક્કડં એ૧૦
જલમાં નાખી જાલરે, જલચર દુહવ્યા; વનમાં મૃગ સંતાપિયાએ.
પીડ્યા પંખી જીવરે, પાડી પાસમાં; પોપટ ઘાલ્યા પાંજરેએ.
એમ પંચેંદ્રિય જીવરે, જે મેં દુહવ્યા; તે મુજ મિચ્છામિ દુક્કડં એ.૧૧

---

ઢાલ ૩ જી.(સમકિતનું મૂલ જાણિએજી. એ દેશી.)

ક્રોધ લોભ ભય હાસ્યથીજી, બોલ્યા વચન અસત્ય;
કૂડ કરી ધન પારકાંજી, લીધા જેહ અદત્તરે;
જિનજી ! મિચ્છામિ દુક્કડં આજ, તુમ સાંખે મહારાજરે;
જિનજી ! દેઇ સારૂં કાજરે, જિનજી ! મિચ્છામિ દુક્કડં આજ. ૧

દેવ મનુજ તિર્યંચનાજી, મૈથુન સેવ્યાંરે જેહ;
વિષય રસ લંપટપણેજી, ઘણું વિડંબ્યો દેહરે. જિનજી. ૨

પરિગ્રહની મમતા કરીજી, ભવ ભવ મેલીરે આથ;
જે જિહાંની તે તિહાં રહીજી, કોઇ ન આવી સાથરે. જિનજી. ૩

રયણી-ભોજન જે કર્યાંજી, કીધાં ભક્ષ્ય અભક્ષ્ય;
રસના-રસની લાલચેજી, પાપ કર્યાં પ્રત્યક્ષરે. જિનજી. ૪

વ્રત લઇ વીસારિયાજી, વલી ભાંગ્યા પચ્ચખ્ખાણ;
કપટ હેતુ કિરિયા કરીજી, કીધા આપ વખાણરે. જિનજી. ૫

ત્રણ ઢાલ આઠે દુહેજી, આલોયા અતિચાર;
શિવગતિ- આરાધન તણોજી, એ પહેલો અધિકારરે. જિનજી. ૬

શરણુ એક અરિહંતનું એ, શરણુ સિદ્ધ ભગવંત તો;
શરણુ ધર્મ શ્રી જૈનનો એ, સાધુ શરણુ ગુણવંત તો. ૨
અવર મોહ સવી પરિહરીએ, ચાર શરણુ ચિત્ત ધાર તો;
શિવગતિ-આરાધન તણો એ, એ પાંચમો અધિકાર તો. ૩
આ ભવ પર ભવ જે કર્યાં એ, પાપ કર્મ કઇ લાખ તો;
આતમ-સાખે નિંદિયે એ, પડિક્કમિયેં ગુરૂ-સાખતો. ૪
મિથ્યામતિ વર્તાવિયા એ, જે ભાંખ્યા ઉત્સૂત્રતો;
કુમતિ કદાગ્રહને વશે એ, વલી ઉત્થાપ્યાં સૂત્ર તો. ૫
ઘડ્યા ઘડાવ્યા જે ઘણાં એ, ઘંટી હલ હથિયાર તો;
ભવ ભવ મેલી મૂકિયાં એ, કરતાં જીવ સંહાર તો. ૬
પાપ કરીને પોષિયા એ, જન્મ જન્મ પરિવાર તો;
જન્માંતર પહોતા પછી એ, કોઇએ ન કીધી સાર તો. ૭
આ ભવ પરભવ જે કર્યાં એ, એમ અધિકરણ અનેક તો;
ત્રિવિધ ત્રિવિધ વોસરાવિયેં એ, આણી હ્રુદય વિવેક તો. ૮
દુષ્કૃત-નિંદા એમ કરી એ, પાપ કર્યાં પરિહાર તો;
શિવગતિ-આરાધન તણો એ, એ છઠ્ઠો અધિકાર તો. ૯

પડિક્કમણા સુપરે કર્યા, અનુકંપા દાન;
સાધુ સૂરિ ઉવજ્ઝાયને, દીધાં બહુ માન. ધન્ય૦ ૪

ધર્મકાર જ અનુમોદિયે, એમ વારંવાર;
શિવગતિ–આરાધન તણો, એ સાતમો અધિકાર. ધન્ય૦ ૫

ભાવ ભલો મન આણિયે, ચિત્ત આણી ઠામ;
સમતા ભાવે ભાવિયે, એ આતમરામ. ધન્ય૦ ૬

સુખ દુઃખ–કારણ જીવને, કોઇ અવર ન હોય;
કર્મ આપે જે આચર્યાં, ભોગવીએ સોય. ધન્ય૦ ૭

સમતા વિણુ જે અનુસરે, પ્રાણી પુન્યનાં કામ;
છાર ઉપર તે લીંપણું, ઝાંખર ચિત્રામ. ધન્ય૦ ૮

ભાવ ભલી પરે ભાવિયે, એ ધર્મનો સાર;
શિવગતિ–આરાધન તણો, એ આઠમો અધિકાર. ધન્ય૦ ૯

---

ઢાલ ૭ મી, ( રૈવત ગિરિ ઉપર—એ દેશી. )

હવે અવસર જાણી, કરીએ સંલેખણા સાર;
અણુસણ–આદરીએ, પચ્ચખ્ખી ચારે આહાર.
લલુતા સવી મૂકી, છાંડી મમતા [1]અંગ;
એ આતમ ખેલે, સમતા જ્ઞાન તરંગ. ૧

ગતિ ચારે કીધાં, આહાર અનંત નિઃશંક;
પણ તૃપ્તિ ન પામ્યો, જીવ લાલચિયો રંક;
દુલહો એ વલી વલી, અણુસણનો પરિણામ,
એથી પામીજે, શિવપદ સુરપદ–ઠામ. ૨

---

[1] પાઠાંતર સંગ.

ધન્ય ! ધન્ના શાલીભદ્ર, ખંધક મેઘકુમાર,
અણુસણુ–આરાધી, પામ્યા ભવનો પાર;
શિવ મંદિર જાશે, કરી એક અવતાર,
આરાધન કેરો, એ નવમો અધિકાર. ૩

દશમે અધિકારે, મહામંત્ર નવકાર,
મનથી નવી મૂકો, શિવસુખ ફલ–[1]દાતાર;
એ જપતાં જાયે, દુર્ગતિ દોષ વિકાર,
સુપરે એ સમરો, ચૌદ પૂરવનો સાર. ૪

જન્માંતર જાતાં, જો પામે નવકાર,
તો પાતિક ગાળી, પામે સુર–અવતાર;
એ નવપદ સરખો, મંત્ર ન કોઇ [2]સંસાર,
ઈહ ભવ ને પરભવ, સુખ સંપત્તિ–દાતાર. ૫

જુવો ભીલ ને ભીલડી, રાજા રાણી થાય,
નવપદ–મહિમાથી, રાજસિંહ મહારાજ;
રાણી રતનવતીએ,[3] પામ્યા છે સુરલોગ,
એક ભવથી લહેશે, સિદ્ધિ વધૂ–સંજોગ. ૬

શ્રીમતીને એ વલી, મંત્ર ફળ્યો તત્કાલ,
મણિધર[4] ફીટીને, પ્રગટ થઇ કુલ–માલ,
શિવકુમરે યોગી, સોવન પુરસો કીધ,
એમ એણે મંત્રે, કાજ ઘણાંના સિદ્ધ. ૭

એ દશ અધિકારે, વીર જિણેસરેં ભાંખ્યો,
આરાધન કેરો, વિધિ જેણે ચિત્તમાં રાખ્યો,
તેણે પાપ–પખાલી, ભવ–ભય દૂરે નાખ્યો;
જિન–વિનય કરંતાં, સુમતિ અમૃતરસ ચાખ્યો. ૮

---

૧ પાઠાંતર-ફલ સહકાર. ૨ પા૦ સાર. ૩ પાઠાંતર–બેહુ. ૪ પા૦ ફણિધર.

ઢાલ ૮ મી ( નમો ભવી ભાવસું એ- એ દેશી )

સિદ્ધાર્થરાય-કુલ-[1]તિલોએ, ત્રિશલા માત મલ્હાર તો;
અવનિ-તલે તમે અવતર્યા એ, કરવા અમ ઉપકાર.
જયો જિન વીરજી એ. ૧

મેં અપરાધ કર્યા ઘણાએ, કહેતાં ન લહું પારતો;
તુમ ચરણે આવ્યા ભણીએ, જો તારે તો તાર. જ૦ ૨
આશ કરીને આવિયોએ, તુમ ચરણે મહારાજ તો;
આવ્યા ને ઉવેખશોએ, તો કેમ રહેશે લાજ. જ૦ ૩
કર્મ અલુંજણ આકરાએ, જન્મ મરણ જંજાલતો;
હું છું એહથી ઉભગ્યોએ, છોડાવો દીન[2]-દયાલ. જ૦ ૪
આજ મનોરથ મુજ ફલ્યાંએ, નાઠાં દુઃખ દંદોલતો;
તુઠો જિન ચોવીશમો એ પ્રગટયા પુન્ય કલ્લોલ. જ૦ ૫
ભવ ભવ વિનય તુમારડોએ, ભાવ ભક્તિ તુમ પાય તો;
દેવ ! દયા કરી દીજિયેંએ, બોધિ બીજ સુપસાય. જ૦ ૬

---

## પ્રશસ્તિ-કલશ.

[3]એમ તરણ તારણ સુગતિ-કારણ, દુઃખ નિવારણ જગ જયો;
શ્રી વીર જિનવર-ચરણ થુણતાં, અધિક મન ઉલટ થયો. ૧
શ્રી વિજયદેવસૂરીંદ પટધર, તીર્થ જંગમ ઇણિ જગે;
તપગચ્છપતિ શ્રી વિજયપ્રભસૂરિ, સૂરિતેજેં ઝગમગે. ૨
શ્રી હીરવિજયસૂરિ-શિષ્ય વાચક, કીર્તિવિજય સુર ગુરૂસમો;
તસ શિષ્ય વાચક વિનયવિજયે, થુણ્યો જિન ચોવીશમો. ૩

---

૧ કુલ-તિલક. ૨ પાઠાંતર દેવદયાળ. ૩ પા૦ ૬૯. ૪ પા૦ ...

સય સત્તર સંવત ઉગણત્રીશેં, રહી રાંદેર ચોમાસ એ;
વિજયદશમી વિજય-કારણ, કીયો ગુણ અભ્યાસ એ. ૪
નરભવ-આરાધન સિદ્ધિ-સાધન, સુકૃત લીલવિલાસ એ;
નિર્જરા હેતે સ્તવન રચિયું, નામે પુણ્ય પ્રકાશ એ. ૫

---

વાચક શ્રી સમયસુંદર વિરચિત લઘુ આરાધના રૂપ

## શ્રી ઋષભદેવ સ્તુતિ.

---

બે કર જોડી વિનવુંજી, સુણ સ્વામી ! સુવિદિત;
કૂડ કપટ મૂકી કરીજી, વાત કહું આપ વીત.
કૃપાનાથ ! મુજ વિનતી અવધાર, તું સમરથ-
ત્રિભુવન-ધણીજી, મુજને દુસ્તર તાર. કૃ૦ ૧
ભવસાયર ભમતાં થકાંજી, દીઠા દુઃખ અનંત;
ભાગ્ય સંયોગે તું ભેટિયોજી, ભય-ભંજન ભગવંત. કૃ૦ ૨
જે દુઃખ ભાંજે આપણુંજી, તેહને કહીએ દુઃખ;
પર દુઃખ-ભંજન તું સુણ્યોજી, સેવકને દે સુખ. કૃ૦ ૩
આલોયણ લીધા [1]પખેંજી, જીવ રૂલે રે સંસાર;
રૂપી લખમણા મહાસતીજી, તેનો સુણ્યો અધિકાર. કૃ૦ ૪
દુસ્સમકાલે દોહિલોજી, સુધો ગુરૂ-સંયોગ;
પરમારથ પ્રીછે નહિજી, ગડર પ્રવાહી લોગ. કૃ૦ ૫
તિણે તુજ આગલ આપણાજી, પાપ આલોઉં આજ;
મા-બાપ આગે બોલતાંજી, બાલકને શી લાજ ? કૃ૦ ૬

---

૧ વિના.

જિનધર્મ જિનધર્મ સહુ કહેજી, થાપે આપ આપણી વાત;
સામાચારી જૂજૂઈજી, સાંસે પડયું અમ [1]છાત. કું૦ ૭
જાણ અજાણપણે કરીજી, બોલ્યા ઉત્સૂત્ર-બોલ;
રતને કાગ ઉડાવતાંજી, હાર્યો જન્મ નિટોલ. કું૦ ૮
ભગવંતે ભાંખ્યું તે કિહાં ? જી, કયાં ? મુજ કરણી એહ;
ગજ પાખર ખર કેમ સહે ? જી, સબલ વિમાસણ એહ. કું૦ ૯
આપ પરૂપું આકરૂંજી, જાણે લોક મહંત;
પણ ન કરૂં પ્રમાદીઓજી, મહાસાહસ દૃષ્ટાંત. કું૦ ૧૦
કાલ અનંતે મેં લહ્યાંજી, ત્રણ રતન શ્રીકાર;
પણ પરમાદે પાડિયાજી, કિહાં જઈ કરૂં ? પોકાર. કું૦ ૧૧
જાણું ઉત્કૃષ્ટ કિરિયા કરૂંજી, ઉગ્ર કરૂં વિહાર;
ધીરજ જીવ ધરે નહિંજી, પોતે બહુલ સંસાર. કું૦ ૧૨
સહજ પડયો મુજ આપણેજી, ન ગમે ભૂંડી વાત;
પર નિંદા કરતાં થકાંજી, જાય દિન ને રાત. કું૦ ૧
કિરિયા કરતાં દોહિલીજી, આલસ આણે રે જીવ;
ધર્મ પખેં ધંધે પડયોજી, નરકે કરશે રીવ. કું૦ ૧૪
અણહુંતાં ગુણ કો કહેજી, તો હરખું નિશદીશ;
કો હિત શીખ ભલી કહેજી, તો મન આણું રીસ. કું૦ ૧૫
વાદ [2]ભણી વિદ્યા ભણીજી, પર રંજન ઉપદેશ;
મન સંવેગ ધર્યો નહિંજી, કેમ સંસાર તરેશ ? કું૦ ૧૬
સૂત્ર સિદ્ધાંત વખાણતાંજી, સુણતાં કર્મ વિપાક,
ખિણ એક મનમાં ઉપજેજી, મુજ મરકટ વૈરાગ. કું૦ ૧૭
ત્રિવિધ ત્રિવિધ કરી ઉચ્ચરૂં જી, ભગવંત તુંહિ હજુર;
વારંવાર ભાંજૂ વલીજી, છુટક બારો દૂર. કું૦ ૧૮

૧ હૃદય ૨ માટે.

આપ કાજ સુખ રાચતાંજી, કીધાં આરંભ કોડ;
જયણા ન કરી જીવનીજી, દેવ! દયાપર છોડ. કૃ૦ ૧૯
વચન દોષ વ્યાપક કહ્યાજી, દાખ્યા અનરથ દંડ;
કૂડ કહ્યાં બહુ કેલવીજી, વ્રત કીધાં શત ખંડ. કૃ૦ ૨૦
અણુદીધું લીજે તણખલુંજી, તોહી અદત્તાદાન;
તે દૂષણ લાગા ઘણાંજી, ગણતાં નાવે જ્ઞાન. કૃ૦ ૨૧
ચંચલ જીવ રહે નહીંજી, રાચે રમણી-રૂપ;
કામ વિટંબના શી કહું ? જી, તું જાણે તે સ્વરૂપ. કૃ૦ ૨૨
માયા મમતામેં પડયોજી, કીધો અધિકો લોભ;
પરિગ્રહ મેલ્યો[1] કારમોજી, ન ચઢી સંયમ-શોભ. કૃ૦ ૨૩
લાગાં મુજને લાલચેંજી, રાત્રિભોજન-દોષ;
મેં મન મૂકયો મોકલોજી, ન ધર્યો ધર્મ સંતોષ. કૃ૦ ૨૪
ઇણભવ પરભવ દુહવ્યાજી, જીવ ચોરાસી લાખ;
તે મુજ મિચ્છામિ દુક્કડંજી, ભગવંત ! તોરી સાખ. કૃ૦ ૨૫
કર્માદાન પન્નરે કહ્યાંજી, પ્રગટ અઢારે પાપ;
જે મેં સેવ્યા તે હવેજી, બગસ બગસ માય બાપ ! કૃ૦ ૨૬
મુજ આધાર છે એટલોજી, સદ્દહણા છે શુદ્ધ;
જિનધર્મ મન મીઠો ગમેજી, જિમ સાકરસું દૂધ. કૃ૦ ૨૭
ઋષભદેવ ! તું રાજિયોજી, શત્રુંજય ગિરિ શણગાર;
પાપ આલોયાં આપણાજી, કર પ્રભુ ! મોરી સાર. કૃ૦ ૨૮
મર્મ એહ જિનધર્મનોજી, પાપ આલોયાં જાય;
મનસું મિચ્છામિ દુક્કડંજી, દેતાં દૂરે પલાય. કૃ૦ ૨૯
તું ગતિ તું મતિ તું ધણીજી, તું સાહિબ તું દેવ;
આણ ધરૂં શિર તાહરીજી, ભવ ભવ તોરી સેવ. કૃ૦ ૩૦

---

૧ મેળવ્યો.

### પ્રશસ્તિ-કલશ.

એમ ચઢી શેત્રુંજે ચરણ ભેટયા, નાભિનંદન જિનતણા;
કર જોડી આદિ જિણંદ આગેં, પાપ આલોયા આપણા.
શ્રી પૂજ્ય જિનચંદ્રસૂરિ સદ્ગુરૂ, પ્રથમ શિષ્ય સુયશ ઘણે,
ગણી સકલચંદ્ર સુશિષ્ય વાચક, સમય સુંદર ગણી ભણે. ૩૧

---

## જ્ઞાનવૃદ્ધ મહારાજ શ્રી નાનચંદ્રજી સ્વામી કૃત.

# બોધ બાવની.

---

દોહરા.

અરિહંત સિદ્ધ ગણી ગુણ ભર્યાં, ઉવઝાયા અણગાર;
એ પાંચે પ્રભુની કરી, જોડ કરૂં જયકાર. ૧
વર[1] વર[2] આપો શારદા, મહેર કરી મુજ માત !;
સાહાય કરો સેવક ભણી, ઉદ્યમ સફલો થાય. ૨
અત્થાગમ[3] અર્થે ભર્યાં, કથી ન શકે કોય;
પણ ગુરૂ-કૃપાએં કરી, સમજણ સહુને હોય. ૩
જોડ કરૂં જિન વયણથી, દેખ સૂત્રનો ન્યાય;
મુગ્ધલોક સમજાવવા, આનંદ હિત ચિત્ત લાય. ૪
નય પ્રમાણ જાણે નહિ, કરે વખાણનું સલાવ,
સમકિતમાં સંશય પડ્યો, તજન કિન કહેસ્ય ? ૫
લોખ દઈ વિનરાજનોય કેટ કરી મકું કરે;
આણ આરાધ્ય જિન તણી, તુને પામો ભરપૂર ૬

---

૧ ઉત્તમ. ૨ વરદાન. ૩ સૂત્રાગમ ... [illegible]

ઢાલ—( આદરજીવ ક્ષમા ગુણ આદર, એ દેશી )

ઇણ આરે નિન્હવ નીકલિયા, દુષમ પંચમ કાલજી;
સાધપણું કહે મેં હિંજ પાળાં, અવરાં શિર દે આલજી,
ન્યાય મારગરો નિરણો કીજે. ૧
આપ કર્તવમેં કસર ન જાણે, પેલારા વ્રત ઉડાયજી;
ખબર વિના તે ખોટ[1] પરૂપે, સમઝે નહિં ન્યાય અન્યાયજી ન્યા. ૨
તરતમ જોગે સાધુ દીસે, શ્રાવક પણ ઇણ રીતજી;
સાધુ શ્રાવકમેં સાંસો ધારે, તો શ્રદ્ધા વિપરીતજી ન્યા. ૩
ઠાણાંગને સાતમે ઠાણે, પૂછે ગૌતમ એમજી;
છદ્મસ્થ કેવલીરો અંતર, તે જાણીજે કેમ ? જી. ન્યા. ૪
હિંસા મૃષા અદત્ત જે સેવે, વેદે શબ્દાદિ પંચજી;
આહાર સદોષી પૂજા-વંછે, ઉપદેશી જ્યું ન કરે રંચજી. ન્યા. ૫
એ સાતે સુલટા જો હોવે, તો હોવે કેવલ નાણજી;
વલી ઠાણાંગે ચોથે ઠાણે, વીર વદે એમ વાણજી. ન્યા. ૬
ચાર વિકથા કરે તે ખિણ ખિણ, અશુદ્ધ આહાર પણ ખાયજી;
કાઉસગ્ગ ન કરે આત્મભાવે, એ બીજો અન્યાયજી. ન્યા. ૭
નિશિ-અંત દો ધર્મ ન ચિંતે, પ્રમાદે ઉદય વશ થાયજી;
સામુદાણી ભિક્ષા ન કરે, તો કેવલ રહ્યો અટકાયજી. ન્યા. ૮
વંક જડા સમજે નહિં સુધરે, તો કેમ ટાલે ? દોષજી.
સાતમે શતકને પહેલે ઉદ્દેશે, પંચમ અંગ વિલોકજી. ન્યા. ૯
દશમા [2]જીવઠાણા લગે સાધુ, કષાય યુક્ત કહેવાયજી;
ગુણી ઘણો પણ વિપરીત ચાલે, સૂત્ર ન્યાયે ન ચલાયજી. ન્યા. ૧૦
પાપ પુણ્ય-પ્રકૃતિ બાંધે, છઠે ગુણ ઠાણે જીવજી;
છત્રીસ પાપને પુન્ય એકત્રીસે, બંધ તણી તિહાં નીવજી. ન્યા. ૧૧

---

૧ ખોટું. ૨ ગુણઠાણા.

દશમે પાપ-પ્રકૃતિ ચઉદે, બંધ તણું છે ઠામજી;
અનંત ગુણાકર મુનિવર તે પણ, પાપ બંધે કિણ ઠામી જી.ન્યા. ૧૨
શુદ્ધ સાધુ ઉપરલે [1]ચઉ ગુણ ઠાણે, તે નહિં પંચમ કાલજી;
પ્રમાદ સહિત આરંભ પણ લાગે, છઠે ગુણ ઠાણે ભાલજી. ન્યા. ૧૩
કષાય આશ્રવ તે દશમા તાંઇ, તેરમે જોગ પિછાણજી;
બકુશ નીયંઠા ઇણકાલે વરતે, જિણમેં સંયમ ગુણની હાણજી. ન્યા. ૧૪
બે ઘડી સૂત્ર-ન્યાયે ચાલે, તો લહે કેવલ નાણજી;
સૂત્ર ન્યાયે ન ચલાયે પૂરો; તેણે અટકી નિર્વાણજી. ન્યા. ૧૫
કલ્પસૂત્રે આ પંચમ કાલરા, કલહકારી મુનિરાયજી;
કમર મચ્છરને ઉદ્વેગી, ઘણી અસમાધિ થાયજી. ન્યા. ૧૬
ઉત્તરાધ્યયને એ ગુણ ત્રીશમેં, એકલો રહે અણગારજી;
અપ્પ[2] કલહો તુંકારો ન લહે, એમ કહ્યો જિનરાયજી ન્યા. ૧૭
સ્થિવર કલ્પીમેં કલહો દીઠો, તવ ભાંખ્યો ભગવંતજી;
દશા શ્રુતખંધે સાધરમીરો, કલહ મિટાવે સંતજી; ન્યા. ૧૮
સુયગડાંગ બીજે સુત ખંધે, સપ્તમ અધ્યયન વિચારજી;
ઉદગપેઢાલ પુત્રરે આગે, કહે ગૌતમ અણગારજી. ન્યા. ૧૯
ચારિત્રિયો ઘણો ગુણવંત પોતે, યથોક્ત મુનિરાયજી;
તેની નિંદા કરે પરલોકે, નહિં આરાધિક થાયજી. ન્યા. ૨૦
નવ દીક્ષિત દ્રવ્યલિંગી સાધુ, જ્ઞાનાદિ ગુણ હીનજી;
જીવાદિ નવ તત્ત્વ ન જાણિયો, પણ પ્રતીતે[3] લીનજી. ન્યા. ૨૧
તિણ સાથે સંભોગ[4] કરતાં, નહિં ઉત્તમને દોષજી;
દોષ કહ્યાં સંભોગ ન થાવે, સૂત્ર ન્યાય વિલોકજી. ન્યા. ૨૨

---

૧ ચાર=૧૧-૧૨-૧૩-૧૪ મો. ૨ અલ્પ ૩ શ્રદ્ધા. ૪ આહારાદિ-પ્રવૃત્તિ.

યમઠાંગ બીજે સુયખંધે, પંચમ અયણ મુજારજી;
ધા કર્મી આહાર કરંતો, દેખીને અણગારજી. ન્યા. ૩૪
ર્મે લિપ્ત અલિપ્ત ન ભાંખે, તે મુનિવર ગુણધારજી;
જસ્થરો વ્યવહાર ન પરૂપે, બોલે ભાષા વિચારજી. ન્યા. ૩૫
ાણાંગને ત્રીજે ઠાણે, અલ્પ આયુ બંધાયજી;
હિંસા જૂઠ અશુદ્ધ આહારથી, પાપ કહ્યા જિનરાયજી. ન્યા. ૩૬
આધાકર્મીરી સીત[1] ભોગવે, એ પણ સેવ્યા તેણજી;
સૂયગડાંગ પહેલે સુયખંધે, તીર્થંકરના વેણજી. ન્યા. ૩૭
દ્વ્યે છ લેશ્યા કહી મુનિવરમાં, પંચમ અંગ મુજારજી;
ઉપરલી ત્રણ ભાવે ભાંખી, સૂત્ર ન્યાય વિચારજી. ન્યા. ૩૮
પગલે પગલે મત ઉડાવે, મૂર્ખ ન જાણે મર્મજી;
ચાર તીરથ શિર આલ દેતાં, નહિં લજા નહિં સર્મજી. ન્યા. ૩૯
વલી કહે ઉત્કૃષ્ટ પરૂપ્યાં, પામે શ્રોતા ધર્મજી;
ચરકારી ઉપજે તિણ સેતી, ન બાંધે ગાઢા કર્મજી. ન્યા. ૪૦
મુનિ થયા પણ મર્મ ન જાણ્યો, પકડી ગાઢી રૂઢજી;
સ્યાદ્વાદ સમજ્યા વિણ મૂરખ, સેવે માયા ગુઢજી. ન્યા. ૪૧
એક અંશે જો ઓછું થાપે, વલી અધિક કરે થાપજી;
તેહને સમકિત કેમ સંભવે ?, હોય મિથ્યાત્વમેં વ્યાપજી. ન્યા. ૪૨
નિન્હવની તો એ નીશાની, કહે ઓછું વિપરીતજી;
સંજમ તેનો કેમ સદ્દહીજે ?, નહિં સમકિતરી રીતજી. ન્યા. ૪૩
બલ સામર્થ્ય આપણું દેખી, ધ્રઢા શરીર નીરોગજી;
દ્રવ્ય ખેત્ર કાલ ભાવ જાણને, પાલે સંજમ સધીરજી. ન્યા. ૪૪
દશવિકાલિક અધ્યયન આઠમેં, એમ કહ્યો જગદીશજી;
જઘન્ય મઝમ ઉત્કૃષ્ટે ભાવે, તે પાલે મુનિ-ઈશજી. ન્યા. ૪૫

૧ આધાકર્મી આહારનો અંશ જેમાં ભળેલ હોય તે.

પરને કુશીલપણું નવિ દાખે, ભાંખે પ્રવચન સારજી;
જિણ વચને કોઇ ખેદ ન પામે, તસું ઉપદેશે અણગારજી. ન્યા. ૪૬
દશવિકાલિક દશમે અજ્ઝયણે, એ જિનવચન રસાલજી;
શિવસાધન આરાધન કારણ, આગમ અરથ સંભાલજી. ન્યા. ૪૭
જે જે વ્રત કરે ભવ્ય પ્રાણી, ત્યારે દૂષણ ચારજી;
અતિક્રમ વ્યતિક્રમ બીજો, અતિચાર અનાચારજી, ન્યા. ૪૮
ત્યાગ કીધા પછી મનમેં ધ્યાવે, બીજો સામો જાયજી;
ત્રીજે અંગે ફરસ કર મૂકે, ચોથે લે મોંઢામેં ખાયજી. ન્યા. ૪૯
ઇત્યાદિક જે ભાવ બતાયા, સૂત્ર-સાખ દેખાયજી;
આપ ઉત્થાપ કદી નહિં કરવું, તેણે સમજો ન્યાયજી. ન્યા. ૫૦
ભાવ પરૂપે એવં જૂતના, નહિ વ્યવહાર-વિચારજી;
મકર મનાણી લોક ન જાણે, દાખે ધર્મ આચારજી. ન્યા. ૫૧
એણી પરે ન્યાય અનેકજ દીસે, મત કરો ખાંચાતાણજી;
ન્યાય સહિત જે જે વાણી ભાંખે, તેનો ભાખ્યો પ્રમાણજી. ન્યા. ૫૨
મોક્ષ કારણ એ ભાવના કીધી, ભાવ ઉલટ મન આણજી;
જિનવાણી પરિણત જસ પ્રાણી, નિશ્ચય લહે નિર્વાણજી. ન્યા. ૫૩
પૂજ્ય કર્મેંદુ સુર પસાએ, ભાખે દુ કહે એમજી;
સંવત ઓગણીસે અડત્રીસમાં, મંડલપુરે ધરી પ્રેમજી. ન્યા. ૫૪



# શ્રી રત્નાકરપચ્ચીશી.

હરિગીત છંદ

મંદિર છો મુક્તિતણી માંગલ્ય ક્રિડાના પ્રભુ,
ને ઇંદ્ર નર ને દેવતા સેવા કરે તારી વિભુ;
સર્વજ્ઞ છો સ્વામી વળી શિરદાર અતિશય સર્વના,
ઘણું જીવ તું ઘણું જીવ તું ભંડાર જ્ઞાન કળા તણા. ૧

ત્રણ જગતના આધાર ને અવતાર હે કરૂણા તણા,
વળી વૈદ્ય ! હે દુર્વાર આ સંસારનાં દુઃખો તણા;
વીતરાગ વલ્લભ વિશ્વના તુજ પાસ અરજી ઉચ્ચરૂં,
જાણો છતાં પણ કહી અને આ હૃદય હું ખાલી કરૂં. ૨

શું બાળકો માબાપ પાસે બાળક્રિડા નવ કરે ?,
ને મુખમાંથી જેમ આવે તેમ શું નવ ઉચ્ચરે ?;
તેમજ તમારી પાસ તારક ! આજ ભોળા ભાવથી;
જેવું બન્યું તેવું કહું તેમાં કશું ખોટું નથી. ૩

મેં દાન તો દીધું નહિ ને શીયળ પણ પાળ્યું નહિ,
તપથી દમી કાયા નહિ શુભ ભાવ પણ ભાવ્યો નહિ,
એ ચાર ભેદે ધર્મમાંથી કાંઈ પણ પ્રભુ ! નવ કર્યું,
મ્હારૂં ભ્રમણ ભવસાગરે નિષ્ફળ ગયું નિષ્ફળ ગયું ! ! ૪

હું ક્રોધ અગ્નિથી બળ્યો વળી લોભ સર્પ ડશ્યો મને,
ગળ્યો માનરૂપી અજગરે હુ કેમ કરી ધ્યાવું તને ?
મન મારૂં માયાજાળમાં મોહન ! મહા મુંઝાય છે,
ચડી ચાર ચોરો હાથમાં ચેતન ઘણો ચગદાય છે. ૫

મેં પરભવે કે આ ભવે પણ હિત કાંઇ કર્યું નહિ,
તેથી કરી સંસારમાં સુખ અલ્પ પણું પામ્યો નહિ;
જન્મો અમારા જિનજી! ભવ પૂર્ણ કરવાને થયા,
આવેલ બાજી હાથમાં અજ્ઞાનથી હારી ગયા. ૬

અમૃત ઝરે તુજ મુખ રૂપી ચંદ્રથી તોપણ પ્રભુ !
ભીંજાય નહિ મુજ મન અરેરે ! શું કરૂં ? હું તો વિભુ !
પત્થર થકી પણ કઠણ મારૂં મન ખરે ! ક્યાંથી દ્રવે ?
મરકટ સમા આ મન થકી હું તો પ્રભુ ! હાર્યો હવે. ૭

ભમતા મહા ભવસાગરે પામ્યો પસાયે આપના,
જે જ્ઞાન દર્શન ચરણરૂપી રત્નત્રય દુષ્કર ઘણા;
તે પણ ગયા પરમાદના વશથી પ્રભુ કહું છું ખરૂં,
કોની કને કિરતાર આ પોકાર હું જઇને કરૂં ? ૮

ઠગવા વિભુ ! આ વિશ્વને વૈરાગ્યનાં રંગો ધર્યા,
ને ધર્મનો ઉપદેશ રંજન લોકને કરવા કર્યા;
વિદ્યા ભણ્યો હું વાદ માટે કેટલી કથની કહું ?
સાધુ થઇને બ્હારથી દાંભિક અંદરથી રહું. ૯

મેં મુખને મેલું કર્યું દોષો પરાયા ગાઇને,
ને નેત્રને નિંદિત કર્યાં પરનારીમાં લપટાઇને;
વળી ચિત્તને દોષિત કર્યું ચિંતી નઠારૂં પરતણું,
હે નાથ ! મારૂં શું થશે ? ચાલાક થઇ ચૂક્યો ઘણું. ૧૦

કરે કાળજાને કતલ પીડા કામની બીહામણી,
એ વિષયમાં બની અંધ હું વિડંબના પામ્યો ઘણી,
તે પણ પ્રકાશ્યું આજ લાવી લાજ આપ તણી કને,
જાણો સહુ તેથી કહું કર માફ મારા વાંકને. ૧૧

નવકાર મંત્ર વિનાશ કીધો અન્ય મંત્રો જાણીને,
કુશાસ્ત્રનાં વાક્યો વડે હણી આગમોની વાણીને;
કુદેવની સંગત થકી કર્મો નકામા આચર્યાં,
મતિ ભ્રમ થકી રત્નો ગુમાવી કાચ કટકા મેં ગ્રહ્યા  ૧૨

આવેલ દ્રષ્ટિમાર્ગમાં મૂકી મહાવીર ! આપને,
મેં મૂઢધિએ હ્રદયમાં ધ્યાયા મદનના ચાપને;
નેત્રબાણો ને પયોધર નાભી ને સુંદર કટી,
શણગાર સુંદરીઓ તણાં છટકેલ થઈ જોયાં અતિ.  ૧૩

મૃગનયની સમ નારી તણા મુખચંદ્ર નીરખવાવતી,
મુજ મન વિષે જે રંગ લાગ્યો અલ્પ પણ ગૂઢો અતિ;
તે શ્રુત રૂપ સમુદ્રમાં ધોયા છતાં જાતો નથી,
તેનું કહો કારણ તમે બચું કેમ હું આ પાપથી ?  ૧૪

સુંદર નથી આ શરીર કે સમુદાય ગુણ તણો નથી,
ઉત્તમ વિલાસ કળા તણો દેદિપ્યમાન પ્રભા નથી;
પ્રભુતા નથી તો પણ પ્રભુ ! અભિમાનથી અક્કડ ફરૂં,
ચોપાટ ચાર ગતિ તણી સંસારમાં ખેલ્યા કરૂં.  ૧૫

આયુષ્ય ઘટતું જાય તો પણ પાપબુદ્ધિ નવ ઘટે,
આશા જીવનની જાય પણ વિષયાભિલાષા નવ મટે;
ઔષધ વિષે કરૂં યત્ન પણ હું ધર્મને તો નવ ગણું,
બની મોહમાં મસ્તાન હું પાયા વિનાના ઘર ચણું.  ૧૬

આત્મા નથી પરભવ નથી વળી પુણ્ય પાપ કશું નથી,
મિથ્યાત્વિની કટુ વાણી મેં ધરી કાન પીધી સ્વાદથી;
રવિ સમ હતા જ્ઞાને કરી પ્રભુ આપશ્રી તો પણ અરે,
દીવો લઈ કુવે પડ્યો ધિક્કાર છે મુજને ખરે !  ૧૭

મેં ચિત્તથી નહિ દેવની કે પાત્રની પૂજા ચહી,
ને શ્રાવકો કે સાધુઓનો ધર્મ પણ પાળ્યો નહિ;
પામ્યો પ્રભુ નરભવ છતાં રણમાં રડ્યા જેવું થયું,
ધોબી તણા કુત્તા સમું મમ જીવન સહુ એળે ગયું. ૧૮

હું કામધેનુ કલ્પતરૂ ચિંતામણિના પ્યારમાં,
ખોટાં છતાં ઝંખ્યો ઘણું બની લુબ્ધ આ સંસારમાં;
જે પ્રગટ સુખ દેનાર ત્હારો ધર્મ તે સેવ્યો નહિ,
મુજ મૂર્ખ ભાવોને નિહાળી નાથ ! કર કરૂણા કંઈ. ૧૯

મેં ભોગ સારાં ચિંતવ્યા તે રોગ સમ ચિંત્યા નહિ,
આગમન ઈચ્છયું ધન તણું પણ મૃત્યુને પ્રીછયું નહિ,
નહિ ચિંતવ્યું મેં નર્ક કારાગ્રહ સમી છે નારીઓ,
મધુબિંદુની આશા મહીં ભય માત્ર હું ભૂલી ગયો; ૨૦

હું શુદ્ધ આચારોવડે સાધુ હૃદયમાં નવ રહ્યો,
કરી કામ પર ઉપકારના યશ પણ ઉપાર્જન નવ કર્યો;
વળી તીર્થનાં ઉદ્ધાર આદિ કોઈ કાર્યો નવ કર્યાં,
ફોગટ અરે ! આ લક્ષ ચોરાશી તણા ફેરા ફર્યા. ૨૧

ગુરૂવાણીમાં વૈરાગ્ય કેરો રંગ લાગ્યો નહિ અને,
દુર્જન તણા વાક્યો મહીં શાંતિ મળે ક્યાંથી મને ?
તરૂં કેમ હું સંસાર આ અધ્યાત્મ તો છે નહિ જરી,
તુટેલ તળીયાનો ઘડો જળથી ભરાયે કેમ કરી ? ૨૨

મેં પરભવે નથી પુન્ય કીધું ને નથી કરતો હજી,
તો આવતાં ભવમાં કહો ક્યાંથી થશે હે નાથજી !
ભૂત ભાવી ને સાંપ્રત ત્રણે ભવ નાથ ! હું હારી ગયો,
સ્વામી ! ત્રિશંકુ જેમ હું આકાશમાં લટકી રહ્યો. ૨૩

અથવા નકામું આપ પાસે નાથ ! શું બકતું ઘણું ?
હે દેવતાના પૂજ્ય ! આ ચરિત્ર મુજ પોતા તણું;
જાણો સ્વરૂપ ત્રણ લોકનું તો માહરૂં શું માત્ર આ ?,
જ્યાં ક્રોડનો હિસાબ નહિ ત્યાં પાઇની તો વાત ક્યાં ? ૨૪

શાર્દૂલ વિક્રીડિત.

ત્હારાથી ન સમર્થ અન્ય દીનનો, ઉદ્ધારનારો પ્રભુ ! ।
મ્હારાથી નહિ અન્ય પાત્ર જગમાં, જોતાં જડે હે વિભુ ! ।।
મુક્તિ મંગળ સ્થાન ! તોય મુજને, ઇચ્છા ન લક્ષ્મી તણી ।
આપો સમ્યગ્ શ્યામ રત્ન જીવને, તો તૃપ્તિ થાયે ઘણી ।। ૨૫



# શ્રી ચતુર્વિંશતિ જિનસ્તુતિ.

(વસંતતિલકા છંદ)

શ્રી તીર્થરાજ વિમલાચલ નિત્ય વંદો,
દેખી સદા નયનથી જિમ પૂર્ણ ચંદો;
પૂજે મલી સુરવરો નરનાથ જેને,
[1]ધોરી સદા ચરણ લંછન માંહિ તેને. ૧

શ્રેયાંસના ઘર વિષે રસ ઇક્ષુ લીધો,
ભિક્ષા ગ્રહી નિજ પ્રપૌત્ર સુપાત્ર કીધો;
માતા પ્રત્યે વિનય ભાવ ધરી પ્રભુએ,
અર્પ્યું અહો પરમ કેવલ શ્રી વિભુએ. ૨

દેવાધિદેવ ગજ-લછન ચંદ્રકાંતિ,
સંસાર સાગર તણી હરનાર ભ્રાંતિ;

૧ વૃષભ.

એવા જિનેશ્વર તણા ગુણગાન પૂરો,
કોઈ નહિ જગતમાં તુમ તુલ્ય દૂજો. ૩

જન્મ્યા તહીં નગરી ઉત્તમ જે અયોધ્યા,
તાત નરેશ પ્રભુના જિત શત્રુ યોધા;
વિજયામાત જનની જિનની હિતકારી,
વંદું સદા અજિતનાથ ઉપગારી. ૪

આવે ન ખેદ શરીરમાં નહિ રોગ વ્યાધિ,
[1]પ્રસ્વેદ માત્ર નહિ હોય સદા સમાધિ;
છે માંસ શોણિત અહો ! અતિ ધવલકારી,
હે સ્વામિ સંભવ ! સુસંપદ ગાત તારી. ૫

છે શ્વાસ [2]અંબુજ સુગંધ સદા પ્રમાણે,
આહાર ને વળી નિહાર ન કોય જાણે;
એ ચાર છે અતિશયો પ્રભુ-જન્મ સાથે,
વંદું હમેશ અભિનંદન જોડી હાથે. ૬

ભૂમંડલે વિચરતા જિનરાજ જ્યારે,
કાંટા [3]અધોમુખ થઇ રજ શુદ્ધ ત્યારે;
જે એક જોજન સુધી શુભ વાત[4] શુદ્ધિ,
એવા નમું સુમતિનાથ સદા સુબુદ્ધિ. ૭
વૃષ્ટિ કરે સુરવરો અતિ સુક્ષ્મધારી,
જાનુ પ્રમાણ વિરચે કુસુમો શ્રીકારી;
શબ્દો મનોહર સુણી શુભ શ્રોત્રમાંહિ,
શ્રી પદ્મનાથ પ્રભુને પ્રણમું ઉછાંહિ. ૮

સેવા કરે યુગલ યક્ષો સુહંકરોને,
વીંજે ધરી કર વિષે શુભ ચામરોને;

---

૧ પરસેવો. ૨ કમલ. ૩ ઉંધે મુખ. ૪ પવન.

વાણી સુણે ચરણ જોયણ એક સારી,
વંદું સુપાર્શ્વ પુરૂષોત્તમ પ્રીતિકારી. ૯

[1]જલ્પે જિનેંદ્ર મુખ માગધિ અર્ધભાષા,
દેવો નરો તિરિગણો સમજે સ્વભાષા;
આર્યો અનાર્ય સઘલા જન શાંતિ પામે,
ચંદ્રપ્રભુ ચરણ લંછન ચંદ્રનામે. ૧૦

વૈરો વિરોધ સઘલા જન ત્યાં વિસારે,
મિથ્યાત્વિઓ વિનયી વાક્ય મુખે ઉચારે;
વાદી કદી અવિનયી થઈ વાદ માંડે,
દેખી જિનેશ સુવિધિજીન ગર્વ છાંડે. ૧૧

જે દેશમાં વિચરતા જિનરાજ જ્યારે,
ભીતિ ભયંકર નહી લવલેશ ત્યારે;
ઇતી ઉપદ્રવ દુકાલ વિડ્વર ભાગે,
નિત્યે કરૂં નમન શીતલનાથ આજે. ૧૨

છાયા કરે તરૂ અશોક સદૈવ સારી,
વૃક્ષો સુગંધ શુભ શીતલ શ્રેયકારી;
પચ્ચીસ જોયણ લગે નહિ આધિવ્યાધિ,
શ્રેયાંસનાથ તુમ સેવનથી સમાધિ. ૧૩

સ્વપ્નો ચતુર્દશ લહે જિનરાજ માતા,
માતંગને વૃષભ સિંહ સુલક્ષ્મી દાતા;
નિર્ધૂમ અગ્નિ શુભ છેવટ દેખિને તે,
શ્રી વાસુપૂજ્ય પ્રભુતા શુભ સ્વપ્નથી તે. ૧૪

---

૧ બોલે.

[illegible]
[illegible]
[illegible]
[illegible] ૧૫

ચોમુખ જે સમ ચાર [1]સમચોરસ વારૂં,
સંપૂર્ણ ચક્રવર્ત્યાદિ દીપાવનારૂં;
અજ્ઞાન ક્રોધ મદ મોહ સર્વ [illegible],
એવા અનંત ગુણ નમિયેં અમો એ. ૧૬

જે કર્મ વૈરિ અગણિત બહુ પીડનારા,
તે કર્મથી પ્રભુ તમેજ મૂકાવનારા;
સંસાર સાગરથકી તમે તારનારા,
શ્રી ધર્મનાથ પદ શાશ્વત આપનારા. ૧૭

શ્રી વિશ્વસેન નૃપનંદન દિવ્ય કાંતિ,
માતા સુભવ્ય અચિરા તસ પુત્ર શાંતિ;
શ્રી મેઘના ભવ વિષે સુર એક આવી,
પારેવ સિંચાનકનાં સ્વરૂપો બનાવી. ૧૮

પારેવને અભય જીવિતદાન આપ્યું,
પોતાતણું અતિ સુકોમલ માંસ કાપ્યું.
તેવા મહા અભયદાનથી ગર્ભવાસે,
મારી ઉપદ્રવ ભયંકર સર્વ નાશે. ૧૯

શ્રી તીર્થનાયક થયા વળી ચક્રવર્તી,
બન્ને લહી પદવિઓ ભવ એક વર્તી,
જે સાર્વભૌમ પદ પંચમ ભોગવીને,
તે સોલમા જિન તણા ચરણે નમીને ૨૦

1 સમચોરસ.

ચોરાશિ લક્ષ ગજ અશ્વ રથે કરીને,
છન્નું કરોડ જન લશ્કર વિસ્તરીને;
તેવી છતે અતિ સમૃદ્ધિ તજી ક્ષણિકે,
શ્રી કુંથુનાથ જિન ચક્રિ થયા વિવેકે. ૨૧

રત્નો ચતુર્દશ નિધાન ઉમંગકારી,
બત્રીશ બદ્ધ નિત નાટક થાય ભારી;
[1]પદ્માનની સહસ ચોસઠ અંગનાઓ,
તેવી તજી અર જિનેશ્વર સંપદાઓ. ૨૨

નિત્યે કરે કવલ ક્ષેપન કંઠ સુધી,
ષટ્ મિત્રને તરણુ કાજ નિપાઇ બુદ્ધિ;
ઉદ્યાન મોહન ગૃહે રચી હેમ મૂર્તિ,
મલ્લિજિનેશ-પડિમા ઉપકાર કર્તિ. ૨૩

નિસ્સંગ દાંત ભગવંત અનંત જ્ઞાની,
વિશ્વોપકાર કરૂણાનિધિ આત્મધ્યાની;
પંચેદ્રિયો વશ કરી હણી કર્મ આઠે,
વંદો જિનેંદ્ર મુનિસુવ્રત તેહ માટે. ૨૪

ઇંદ્રો સુરો નરવરો મળી સર્વ સંગે,
જન્માભિષેક સમયે અતિ ભક્તિ રંગે;
વિદ્યાધરી સુરવરી શુભ શબ્દ રાગે,
સંગીત નાટક કરે નમિનાથ આગે. ૨૫

રાજે મતી ગુણવતી સતી સૌમ્યકારી,
તેને તમે તજિ થયા મહા બ્રહ્મચારી,
પૂર્વે ભવે નવ લગે તુમ સ્નેહધારી;
હે નેમિનાથ ! ભગવંત પરોપકારી. ૨૬

---

૧ કમલ જેવા મુખવાળી.

સંમેત શૈલ શિખરે પ્રભુ પાર્શ્વ સોહે,
શંખેશ્વરા અમિઝરા કલિ કુંડ મોહે;
શ્રી અશ્વસેન કુલદીપક માતુ વામા,
નિત્યે અચિંત્ય મહિમા પ્રભુ પાર્શ્વનામા. ૨૭

સિદ્ધાર્થરાય ત્રિશલા સુત નિત્ય વંદો,
આનંદકારક સદા [1]ચરણારવિંદો;
જે શાસનેશ્વરતણો ઉપકાર પામી,
પૂજું પ્રભુ ચરણ શ્રી મહાવીર સ્વામી. ૨૮

શ્વેતાંબરી શુભ પરંપર આદ્ય જેની,
સંવેગ રંગ રસ રંગિત આત્મ તેની;
શાસ્ત્રોક્ત શુદ્ધ ઉપદેશક મુખ્ય સૂરિ,
શ્રી પાર્શ્વચંદ્ર ગુરૂરાજ પ્રતાપ ભૂરિ. ૨૯

ચંદ્રાર્ધ શોભિત વિશાલકપાલકાંતિ,
શ્રી હર્ષચંદ્ર સૂરિરાજ સ્વભાવ શાંતિ;
શિષ્યો થયા તસપદે સૂરિ હેમચંદ્રો,
છે જ્યેષ્ઠ ભ્રાત કુશલેંદુ સુમુક્તિચંદ્રો. ૩૦

પાટે પરંપર યુગંધર ઉગ્રભાગી (ગી),
ઋદ્ધિ પરિગ્રહ મહામદ મોહ ત્યાગી;
તે વિદ્યમાન વિચરે ગુણવંત આજે,
શ્રી ભ્રાતૃચંદ્ર ગુણ નિર્મલ સૂરિરાજે. ૩૧

વિખ્યાત શ્રી ગુરૂસદા હર્ષચંદ્ર હેતે,
તેના પ્રતાપ સુપસાયથી શાંત ચિત્તે,
દ્વાત્રિંશિકા સ્તુતિ જિનેંદ્ર અખંડ કાવ્યે,
શ્રેયો વસંતતિલકા કૃતિ શુદ્ધ ભાવ્યે. ૩૨

---

૧ ચરણકમલ.

# શ્રીમદ્ રાજચંદ્ર વિરચિત,

# ગુણસ્થાનકમારોહ.

---

અપૂર્વ અવસર એવો ક્યારે આવશે ?,
ક્યારે થઇશું ? બાહ્યાંતર નિર્ગ્રંથ જો;
સર્વ સંબંધનું બંધન તીક્ષ્ણ છેદીને,
વિચરશું ? કવ મહત્પુરૂષને પંથજો. અ૦ ૧

સર્વ ભાવથી ઔદાસિન્ય વૃત્તિ કરી,
માત્ર દેહ તે સંયમ-હેતુ હોયજો;
અન્ય કારણે અન્ય કશું કલ્પે નહીં,
દેહે પણ કિંચિત્ મૂર્છા નવ જોયજો. અ૦ ૨

દર્શન મોહ વ્યતિત થઇ ઉપજ્યો બોધ જે,
દેહ ભિન્ન કેવલ ચૈતન્યનું જ્ઞાનજો;
તેથી પ્રક્ષીણ ચારિત્ર મોહ વિલોકીએ,
વર્તે એવું શુદ્ધ સ્વરૂપનું ધ્યાનજો. અ૦ ૩

આત્મસ્થિરતા ત્રણ સંક્ષિપ્ત યોગની,
મુખ્યપણે તો વર્તે દેહ પર્યંતજો;
ઘોર પરિષહ કે ઉપસર્ગ-ભયે કરી,
આવી શકે નહી તે સ્થિરતાનો અંતજો. અ૦ ૪

સંયમના હેતુથી યોગ-પ્રવર્તના,
સ્વરૂપ લક્ષ્યે જિન આજ્ઞા આધીનજો,
તે પણ ક્ષણ ક્ષણ ઘટતી જાતી સ્થિતિમાં,
અંતે થાયે નિજ સ્વરૂપમાં લીનજો. અ૦ ૫

પંચ વિષયમાં રાગદ્વેષ વિરહિતતા,
પંચ પ્રમાદે ન મળે મનનો ક્ષોભજો;
દ્રવ્ય,ક્ષેત્રને કાલ ભાવ–પ્રતિબંધ વિણ,
વિચરવું ઉદયાધીન પણ વીત લોભજો. અ૦ ૬

ક્રોધ પ્રત્યે તો વર્તે ક્રોધ સ્વભાવતા,
માન પ્રત્યે તો દીનપણાનું માનજો;
માયા પ્રત્યે માયા સાક્ષી ભાવની,
લોભ પ્રત્યે નહી લોભ સમાનજો. અ૦ ૭

બહુ ઉપસર્ગ કરતા પ્રત્યે પણ ક્રોધ નહી,
વંદે ચક્રી તથાપિ ન મળે માનજો;
દેહ જાય પણ માયા થાય ન રોમમાં,
લોભ નહીં છો પ્રબળ સિદ્ધિ નિધાનજો. અ૦ ૮

નગ્નભાવ મુંડભાવ સહ અસ્નાનતા,
અદંત ધોવન આદિ પરમ પ્રસિદ્ધજો;
કેશ રોમ નખ કે અંગે શૃંગાર નહીં,
દ્રવ્ય ભાવ સંયમમય નિર્ગ્રંથ સિદ્ધજો. અ૦ ૯

શત્રુ મિત્ર પ્રત્યે વર્તે સમદર્શિતા,
માન અમાને વર્તે તેજ સ્વભાવજો;
જીવિત કે મરણે નહીં ન્યૂનાધિકતા,
ભવ મોક્ષે પણ શુદ્ધ વર્તે સમભાવજો. અ૦ ૧૦

એકાકી વિચરતો વળી સ્મશાનમાં,
વળી પર્વતમાં વાઘ સિંહ સંયોગજો;
અડોલ આસન ને મનમાં નહીં ક્ષોભતા,
પરમ મિત્રનો જાણે પામ્યા યોગજો. અ૦ ૧૧

ઘોર તપશ્ચર્યામાં પણ મનને તાપ નહીં,
સરસ અન્ને નહીં મનને પ્રસન્ન ભાવજો;
રજ કણ કે ઋદ્ધિ વૈમાનિક દેવની,
સર્વે માન્યા પુદ્ગલ એક સ્વભાવજો. અ૦ ૧૨

એમ પરાજય કરીને ચારિત્ર મોહનો,
આવ્યું ત્યાં જ્યાં કરણ અપૂર્વ ભાવજો;
શ્રેણિ ક્ષપક તણી કરીને આરૂઢતા,
અનન્ય ચિંતન અતિશય શુદ્ધ સ્વભાવજો. અ૦ ૧૩

મોહ સ્વયંભૂરમણ સમુદ્ર તરી કરી,
સ્થિતિ ત્યાં જ્યાં ક્ષીણ મોહ ગુણસ્થાનજો;
અંતસમય ત્યાં પૂર્ણ સ્વરૂપ વીતરાગ થઇ,
પ્રગટાવું નિજ કેવલજ્ઞાન નિધાનજો. અ૦ ૧૪

ચાર કર્મ ઘનઘાતિ તે વ્યવચ્છેદ જ્યાં,
ભવના બીજતણો આત્યંતિક નાશજો;
સર્વ ભાવ જ્ઞાતા દ્રષ્ટા સહ શુદ્ધતા,
કૃત્ય કૃત્ય પ્રભુ વીર્ય અનંત પ્રકાશજો. અ૦ ૧૫

વેદનીયાદિ ચાર કર્મ વર્તે જિહાં,
બળી સીંદરીવત્ આકૃતિ માત્રજો;
તે દેહાયુષ આધીન જેની સ્થિતિ છે,
આયુષ પૂર્ણે મટિયે દૈહિક પાત્રજો. અ૦ ૧૬

મન વચન કાયા ને કર્મની વર્ગણા,
છૂટે જિહાં સકલ પુદ્ગલ સંબંધજો;
એવું અયોગિ ગુણસ્થાનક ત્યાં વર્તતું,
મહા ભાગ્ય સુખદાયક પૂર્ણ અબંધજો. અ૦ ૧૭

એક પરમાણુ માત્રની મળે ન સ્પર્શતા,
પૂર્ણ કલંક રહિત અડોલ સ્વરૂપજો;
શુદ્ધ નિરંજન ચૈતન્ય મૂર્ત્તિ અનન્યમય,
અગુરૂ લઘુ અમુર્ત્ત સહજપદ રૂપજો. અ૦ ૧૮

પૂર્વ પ્રયોગાદિ કારણના યોગથી,
ઉર્ધ્વગમન સિદ્ધાલય પ્રાપ્ત સુસ્થિતજો;
સાદિ અનંત અનંત સમાધિ સુખમાં,
અનંત દર્શન જ્ઞાન અનંત સહિતજો. અ૦ ૧૯

જે પદ શ્રીસર્વજ્ઞે દીઠું જ્ઞાનમાં,
કહી શક્યા નહીં પણ તે શ્રી ભગવાનજો;
તેહ સ્વરૂપને અન્યવાણી તે શું કહે ?,
અનુભવ ગોચર માત્ર રહ્યું તે જ્ઞાનજો અ. ૨૦

એહ પરમ પદ-પ્રાપ્તિનું કર્યું ધ્યાન મેં,
ગજા વગર ને હાલ મનોરથ રૂપજો;
તો પણ નિશ્ચય રાજચંદ્ર મનને રહ્યો,
પ્રભુ-આજ્ઞાએ થાશું તે જ સ્વરૂપજો અ૦ ૨૧



# ક્ષમાપના.



[illegible]
[illegible]
[illegible]

તમારા પ્રણીત કરેલાં ઉત્તમ શીલને મેં સેવ્યું નહીં, તમારા કહેલાં દયા શાંતિ ક્ષમા અને પવિત્રતા મેં ઓળખ્યા નહીં. હે ભગવાન ! હું ભૂલ્યો આથડયો રઝળ્યો અને અનંત સંસારની વિટંબણામાં પડયો છું. હું પાપી છું, હું બહુ મદોન્મત્ત અને કર્મરજથી કરીને મલીન છું. હે પરમાત્મન્ ! તમારા કહેલાં તત્ત્વો વિના મારો મોક્ષ નથી. હું નિરંતર પ્રપંચમાં પડયો છું, અજ્ઞાનથી અંધ થયો છું, નિરાશ્રિત છું અનાથ છું. નિરાગી પરમાત્મા ! હવે હું તમારૂં તમારા ધર્મનું અને તમારા સાધુનું શરણ ગ્રહું છું. મારા અપરાધ ક્ષય થઈ હું તે સર્વ પાપથી મુક્ત થાઉં એ મારી અભિલાષા છે. આગળ કરેલાં પાપોનો હું હવે પશ્ચાતાપ કરૂં છું. જેમ જેમ હું સૂક્ષ્મ વિચારથી ઉંડો ઉતરૂં છું, તેમ તેમ તમારા તત્ત્વના ચમત્કારો મારા સ્વરૂપનો પ્રકાશ કરે છે.

તમે નિરાગી નિર્વિકારી સચ્ચિદાનંદ સ્વરૂપ સહજાનંદી અનંત જ્ઞાની અનંતદર્શી અને ત્રૈલોક્ય-પ્રકાશક છો. હું માત્ર મારા હિત અર્થે તમારી સાક્ષીએ ક્ષમા ચાહું છું. એકપળ તમારા કહેલા તત્ત્વની શંકા ન થાય, તમારા કહેલા રસ્તા (માર્ગ) માં અહોરાત્ર હું રહું; એજ મારી આકાંક્ષા અને વૃત્તિ થાઓ

હે સર્વજ્ઞ ભગવાન ! તમને હું વિશેષ શું કહું ? તમારાથી કંઈ અજાણ્યું નથી, માત્ર પશ્ચાતાપથી હું કર્મ જન્ય પાપની ક્ષમા ઈચ્છું છું.

ॐ शांतिः शांतिः शांतिः



આત્માનો અલંકાર

# કર્ત્તવ્ય કંકણ.

કંકણ જેમ સ્ત્રીઓનાં સ્વાભાવિક બાહ્ય સૌન્દર્યમાં ઉમેરો કરે છે તેમ કોઇપણ મનુષ્યે પોતાનું બાહ્ય તેમજ આંતર જીવન આદર્શમય અને સૌન્દર્યપૂર્ણ બનાવવું હોય તો માત્ર એકજવાર આ કર્ત્તવ્યકંકણનાં પાંત્રીશ કર્ત્તવ્યો મનનપૂર્વક વાંચી જાઓ અને પછી તમારાં હૃદયને પુછો કે તમે તમારા જીવનમાં કંઇ પ્રકાશ મેળવ્યો ? તમારી આંતર-બાહ્ય સુન્દરતામાં કંઇ ઉમેરો થયો ? જવાબ એકજ મળશે કે-ચિરકાળથી જે આદર્શમયતા -મનુષ્યજીવનની વાસ્તવિક સૌન્દર્યતાની અભિલાષા રાખી રહ્યો હતો તે આ પાંત્રીશ કર્ત્તવ્યરૂપ કંકણોના પરિધાનથી પૂર્ણ થઇ છે. આવાં પુસ્તકોજ બાળકો, યુવાનો અને વૃદ્ધોમાં કોઇ અદ્વિતીય પ્રકાશ પૂરે છે. અને એટલા માટેજ આ ગ્રંથના લેખક ઉપર આ પુસ્તકની ઉપયોગીતા માટે મળેલા અનેક અભિપ્રાયો પૈકી માત્ર એકજ અભિપ્રાય રજુ કરીશું:—

" શ્રીમાન્ મુનિ દેવચંદ્રજી !

આપના તરફથી અત્રેના જૈન પંડિત મારફત ' કર્ત્તવ્યકંકણ 'ની એક પ્રત મળી. તે માટે આપનો ઉપકાર માનું છું. આપે સમાજ સુધારણાર્થે અનેક બેહતર માર્ગો પુસ્તકમાં દર્શાવ્યા છે. શીખામણો વાંચવાલાયક અને બોધદાયક છે. મને આશા છે કે ' કર્ત્તવ્યકંકણ ' જનસમાજમાં રસથી વંચાશે અને જેઓ તેમાંથી સાર લઇ વર્ત્તનમાં પરિણીત કરશે તેમને જરૂર લાભ થશે.

પોષ શુ. ૧૨ વિ. સ. ૧૯૬૬. ડેપ્યુટી ચીટનીસ.

વિદ્યાધિકારી-બરોડા સ્ટેટ.

આવા સર્વાંગસુંદર પુસ્તકનો સૌ કોઇ સહેલાઇથી લાભ લઇ શકે તે માટે તેની કિંમત પોષ્ટેજ સાથે માત્ર રૂ. ૧-૦-૦ એકજ રાખેલ છે.

## તત્ત્વાવતાર.

પુસ્તકના નામ ઉપરથીજ સ્પષ્ટ થાય છે કે આ ગ્રંથમાં જૈનધર્મનાં મુખ્ય તત્ત્વોને ઉતારવામાં આવ્યાં છે. વિશેષતા એજ છે કે એ તત્ત્વોને સારી રીતે સમજવા માટે તે ઉપર સંસ્કૃતમાં ટીકા રચી તેનો સરસ રીતે સ્ફુટ કરવામાં આવ્યો છે. એટલે કોઇ પણ સંસ્કૃત ભણનારા વિદ્યાર્થીઓને તે બહુજ ઉપયોગી થઇ પડે છે. કિંમત માત્ર પોષ્ટેજ સાથે આના ૦-૪-૦ ચાર.

મળવાનું ઠેકાણું:—જવેરી ..... કોટ-મુંબાઇ.